# GOD'S HEROES.

# દેવના શુરવીરો.

અનુવાદક

રામજી પુંજાભાઇ તથા નાનજી જેઠાલાલ.

PRINTED BY J. F. STEELE AT THE MISSION PRESS, SURAT, AND PUBLISHED FOR THE EPWORTH LEAGUE BY REV. L. E. LINZELL, AT THE METHODIST EPISCOPAL MISSION, BARODA CAMP.

૧૯૧૭.

કિમ્મત પાંચ આના.] [૫૦૦ નકલ.

# GOD'S HEROES.

## પ્રકરણ ૧ લું.

## LUTHER, THE MAN OF HEROIC SOUL.

## વીરાત્મા લુથર.

**"દેવ મારો આશ્રય તથા સામર્થ્ય છે."**

**પ્રસ્તાવના.**

પૂર્વાત્ય દેશોની આધુનિક ધાર્મિક સ્થિતિ સાથે માહિતગાર એવો એક મંડળીના ઇતિહાસનો અભ્યાસ કરનાર વિદ્યાર્થી, જો સોળમી સદીના યુરોપના પરિવર્ત્તન અને હિંદુસ્તાનની હાલની સામાજીક અને ધાર્મિક સ્થિતિ વચ્ચે જે તફાવત પડયો છે, તે જુએ તો તે સ્તબ્ધજ બની જાય. તે વખતની ખ્રીસ્તી મંડળીની તુલના આધુનિક ખ્રીસ્તી મંડળીની સ્થિતિ સાથે કરી શકાય નહિ. કારણ કે તે વખતે જેમ આજે આપણી આગળ છે તેમ બાયબલ સર્વને માટે ખુલ્લું નહોતું; તેમ સત્ય સિદ્ધાંત ને સુવાર્તાનો બહોળો ફેલાવ પણ નહોતો. સરખામણી, ખરૂં જોતાં તો, તે વખતની ખ્રીસ્તી મંડળીની હાલત અને હિન્દી સમાજની હાલની સામાન્ય ધાર્મિક હાલતની વચ્ચે રહેલી છે. સોળમી સદીના ઉદય સમયે યુરોપની મંડળી પર પોપની સત્તા હતી; અને આ સત્તા નીચે વજ્ર જેવી સખ્ત રીતો ખૂબ ચાલતી હતી. વળી ક્રૂરતા, જુલમ, સુસ્ત તથા દુરાચારી આચાર્યો અને મઠવાસીઓ, અજ્ઞાન તથા ધર્માંધ ઇત્યાદિ લોકો પણ આ સત્તા નીચે આવ્યા હતા. હિન્દુસ્તાનની સ્થિતિ પણ આજે આવીજ છે. એનું વિસ્તૃત અને ગુંચવાડાભર્યું જ્ઞાતિ બંધારણ, તેની મૂર્તિઓ અને તેમને ભજવાની ક્રૂર રીતિઓ, તેના અજ્ઞાન અને લોભી ધર્માચાર્યો, અને લોકોના મન તથા હૃદયનો ગાઢ અંધકાર, એ સઘળું, ચાર સૈકા ઉપર યુરોપમાં જે મહા ભારે ધર્મ સંબંધી ખળભળ થઈ હતી તેવી આ જમાનામાં પણ થવાની આવશ્યક્તાનો આબેહુબ ચિતાર આપે છે. તે ખળભળ વખતે ખ્રીસ્તી મંડળી પોતાની બેડીઓ ભાગી નાખીને સ્વતંત્ર થઈ ગઈ, પાપાની સત્તા ઊંધી વળી ગઈ, બાયબલને સાંકળેથી છોડીને લોકોના હાથમાં મૂકવામાં આવ્યું, પાપથી મુક્તિ મેળવવાનો ઉપદેશ થવા લાગ્યો, લોકો સુવાર્તા સાંભળી સાંભળીને સ્વતંત્રતા મેળવવા લાગ્યા. ટુંકમાં, ખ્રીસ્તી સમાજનું બંધારણ બદલાઈ ગયું. આ મહાન કાર્યને પરિપૂર્ણ કરવાને પરમેશ્વરે લુથર નામના એક માણસને મોકલ્યો હતો. પરમેશ્વર આ દિવસોમાં આના જેવુંજ કામ હિન્દુસ્તાનમાં પણ કરે છે, અને તે

યુવાનોને હિન્દુસ્તાનના માર્ટિન લુથરો બનાવશે. આ અધ્યાય લખવાનો હેતુ એ છે કે, પરમેશ્વરના આ માણસનો ટુંક ઇતિહાસ વાંચીને આપણે તેના જેવો કંઈ જુસ્સો ગ્રહણ કરીએ અને તેની મહાન હિમ્મતનું રહસ્ય શું હતું તે સમજી શકીએ.

માર્ટિન લુથર જર્મનીના ઈસ્લેબેનમાં ઈ. સ. ૧૪૮૩ ના નવેમ્બરની ૧૦મી તારીખે જનમ્યો હતો. જન્મને બીજેજ દિવસે એનો પિતા, જૉન લુથર તેના નાના બાળકને દેવળમાં બાપ્તિસ્મા અપાવવાને ધર્મગુરૂની પાસે લઈ ગયો. સેંટ માર્ટિનના પ્રસવની આગલી રાત્રે એનો જન્મ થયો હોવાથી તે દિવસની યાદગીરીને ખાતર તેનું નામ માર્ટિન રાખવામાં આવ્યું. જૉન લુથર અને તેની પત્ની મારગ્રેટ શુદ્ધ ચરિત્રનાં પરંતુ બહુજ ગરીબ હતાં, તેથી તેમની સ્થિતિ સુધારવાને માટે તેઓ પોતાના રહેઠાણથી ત્રીસેક માઈલને અંતરે આવેલા મેનીસફીલ્ડ કરીને એક શહેરમાં ગયાં.

**માર્ટિન લુથરની બાલ્યાવસ્થા.**

આ શહેરમાં ખાણ ખોદવાનો ધંધો ચાલતો હતો. તે વખતે માર્ટિન લુથર માત્ર છજ માસનો હતો, અને અહિં ચૌદ વર્ષની ઉંમર સુધી તે પોતાનાં માતપિતા સાથે રહ્યો. પાછળથી લુથરે આ વખત સંબંધી એમ લખ્યું હતું કે, "મારાં માતપિતા ઘણાંજ નિર્ધન હતાં. મારો પિતા કઠિયારો હતો, અને અમને ઉછેરવાને અમારી માએ પૈસા કમાવા પોતાની પીઠ પર લાકડાનો ભાર વારંવાર ઉઠાવ્યો હતો. અમારે લીધે તેઓએ સખ્તમાં સખ્ત મજુરી કરી હતી." પોતાના દીકરાને કેળવણી પમાડવાનો નિશ્ચય કરવો એથી વધુ સારો નિશ્ચય કોઈ પણ છોકરાનો બાપ કરી શકતો નથી. જૉન લુથરનો આવોજ નિશ્ચય હતો. "અમે ગરીબ છીએ એ તો ખરૂં, તોપણ મારા માર્ટિનને તો મારે નિશાળમાં મોકલવોજ જોઇએ," એમ તે કહેતો હતો, અને તે પ્રમાણે આ નાના છોકરાને એક ગામડી નિશાળે મૂકવામાં આવ્યો, જ્યાં તે પ્રશ્નોત્તરાવળી, પ્રભુની પ્રાર્થના, દસ આજ્ઞા, પ્રેરિતોનું કાનૂન, કેટલાંક ધાર્મિક ગીતો, કેટલીક જાતની પ્રાર્થનાઓ અને લૅટિન વ્યાકરણ શિખ્યો. પરંતુ આ છોકરાને મગજથી એટલુંજ નહિ પણ પોતાના હાથથી પણ ઘણીજ સખ્ત મહેનત કરવી પડતી, કારણ કે તેના પિતાએ પાછળથી ખાણ ખોદવાનો ધંધો લીધો હતો, અને તેથી તેણે એક ભઠ્ઠી બનાવી હતી. ચૌદ વર્ષની વયે તેને માગ્ડેબર્ગની નિશાળે મૂકવામાં આવ્યો. અત્રે માર્ટિનને ઘણી મુશ્કેલીનો સમય આવી પહોંચ્યો. તે બીકણ હતો, અને તેના શિક્ષકો તીખા મિજાજના હોવાથી તે તેઓથી ઘણો ડરતો હતો. આ ઉપરાંત, એના પિતાએ તેના ખોરાકને માટે કંઈ પણ ગોઠવણ કરી નહિ હોવાથી તે તથા તેની સાથેના બીજા નિશાળીઆઓની એક ટોળી થઈને તેઓ મહોલ્લાઓમાં ખ્રીસ્તી લોકોનાં બારણાં આગળ, રોટલી મેળવવા ખ્રીસ્તી ભજનો ગાતા ફરતા હતા. તે નિશાળમાં તેમને

હાલની માફક કંઈ શિષ્યવૃતિ (સ્કૉલરશિપ) આપવામાં આવતી નહોતી. હિન્દુસ્તાનના આપણા અનાથાશ્રમોનાં છોકરાંનું જેમ કોઈ માબાપ અથવા મિશન તરફથી પોષણ કરવામાં આવે છે તેમ તે વખતે નહોતું! આ નાનો છોકરો પોતાની ટોળીના બીજા છોકરા સાથે શેરીએ શેરીએ ગાયન કરતો, અને જે કંઈ મળે તે લેવા પોતાની ટોપી ઊંચી કરતો. કોઈ કોઈ વખતે લોકોના શ્રાપ તથા કઠોર શબ્દો સાંભળવાથી તેને વારંવાર પાછું ફરવું પડતું. લુથર કહે છે કે, "અમારી ગરજો પુરી પાડવાને મારા સાથીઓની સાથે ટુકડો રોટલી માગી ખાવાની મને ટેવ પડી ગઈ હતી. નાતાલના વખતમાં, એક દિવસે, અમે નજીકનાં ગામોમાં, બેથલેહેમમાં જન્મ લેનાર બાળક ઈસુ વિષેનાં ગાયનો ગાતા ગાતા ઘેર ઘેર ભટકતા હતા. ગામના છેડે ગામનાં બીજાં ઘરોથી જુદું પડેલું એક ખેડુતનું ઘર હતું, તેના બારણા આગળ અમે આવી ગાવા લાગ્યા. પેલો ખેડુત અમને નાતાલનાં ગીતો ગાતા સાંભળીને અમારે માટે થોડો ખોરાક લઈને બહાર આવ્યો, અને મોટા કઠોર અવાજમાં પુછવા લાગ્યો કે, 'છોકરાઓ, તમે ક્યાં છો?' આ શબ્દોથી ભયગ્રસ્ત બની અને તેટલી ઝડપથી અમે તો પોબારા ગણી ગયા. અમારે બીવાનું કંઈ પણ પ્રયોજન નહોતું, કારણ કે આ ખેડુત તો માયાપૂર્વક અમને ખોરાક આપવા આવ્યો હતો. પરંતુ તે દિવસોમાં મહેતાજીઓ પોતાના વિદ્યાર્થીઓ પ્રત્યે જે ધમકી વાપરતા હતા તેથી નિ:શક અમારા મનમાં ઘણીજ ધાસ્તી પેસી ગઈ હતી, અને તેથીજ અમે એકાએક ભયભીત બની ગયા. તોપણ આખરે જ્યારે પેલા માણસે બૂમો પાડયાજ કરી ત્યારે અમે ઊભા રહ્યા. બીક છોડી દઈને અમે તેની પાસે દોડી ગયા અને તેણે જે કંઈ આપ્યું તે લીધું." નાના લુથરને ત્યાર પછી ઇસેનાકની નિશાળમાં મૂકવામાં આવ્યો, અને ત્યાં પણ તેને માટે તેવાજ પ્રકારની ગરીબાઈ અને હાડમારીના અનુભવ રાહ જોઈ રહ્યાં હતાં. તોપણ તેના મહોલ્લાઓનાં ગાયનો તેને આશીર્વાદરૂપ થયાં હતાં, અને આથી તેને પાછળથી ગાવાનો શોખ ઉત્પન્ન થયો, અને તે તેની પાછલી જીંદગીમાં તેને દિલાસારૂપ થઈ પડયો.

અત્રે આપણે જોઈએ છીએ કે, આ છોકરાને **જ્ઞાન સંપાદન કરવાની તૃષ્ણા હતી અને આ જ્ઞાન સંપાદન કરવાને દુ:ખો વેઠી લેવા તથા પોતે કમાણી કરીને કેળવણી મેળવવા તેનામાં પુરતી હિંમત હતી.** જો કે તે ચૌદજ વર્ષની ઉંમરનો હતો તોપણ નિશાળ છોડી દઈ ઘેર જઈને આખી જીંદગી સુધી અજ્ઞાન રહેવું તેને બદલે અગવડતા, ભૂખ વગેરે સહન કરવાં અને શેરીઓમાં ગાયન કરીને મૂલ્યવાન મોતી તુલ્ય જ્ઞાનની પ્રાપ્તિનો માર્ગ મોકળો કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. આ પ્રમાણે બાલ્યાવસ્થામાં પણ તેને પાછળથી પ્રૌઢ શૌર્યમાં ખિલવનાર હિંમત તેનામાં જોવામાં આવતી હતી. જો હિંદના

ખ્રીસ્તી છોકરાઓ આજે કાંઈ પણ વીરતાભર્યું કાર્ય કરવાને ધારતા હોય તો લુથરની માફક તેમણે જીવનના યુદ્ધમાં પોતાનાં માતપિતાને મદદ કરવાને જાતમહેનત કરવા હોંસિલા થવું જોઈએ; તેમજ કેળવણી મેળવવાને મહેનત વડે કમાણી કરવા તત્પર થવું જોઈએ. જો આ છોકરાઓ આયુષ્યમાં ફતેહમંદ નીવડે તો તેનું મુખ્ય કારણ એજ સમજવું જોઈએ કે, તેઓએ જે અનુભવની અઘરી નિશાળમાંથી પૃથ્વી પરના મહાન પુરૂષો પસાર થયા છે તે નિશાળનો કડવો અનુભવ મેળવ્યો છે. ઇતિહાસમાં જે એક વાત હમેશ જોવામાં આવે છે કે, ઈશ્વર મહાન કાર્યો કરવાને નજીવા અને ક્ષુલ્લક સાધનોનો ઉપયોગ પસંદ કરે છે, તે વાતને આપણે વારંવાર મનમાં લેવી જોઈએ. માર્ટિન લુથર એક ગરીબ ખેડુતનો છોકરો, કોઈ જાણે નહિ એમ જન્મેલો, ખાણ ખોદનારનો પુત્ર, ગરીબીની માંડમાંડ રોટલી ખાતો અને નીચ ઠેકાણે રહેતો, તેને નભોપતિ પરમેશ્વરે દુનિયામાં કદી નહિ થયા હોય એવા પાઉલના વખતથી શરૂ થએલા મોટામાં મોટા ધર્મ સંબંધીના ફેરફારને પૂર્ણ કરવાને પસંદ કર્યો. આ પ્રમાણે પરમેશ્વર મનુષ્યના મદને હલકો પાડે છે અને તેની પોતાની ધારણાઓ પુરી કરવાને તથા તેનો મહિમા લોકોને દેખાડવાને અધમ પાત્રો પસંદ કરે છે. તો આપણા સૌથી નીચમાં નીચ છોકરા અને છોડીઓ કે જેઓ ગામડાંમાં અને મહોલ્લાઓમાં રહે છે તેમને હિંદુસ્તાનની પ્રગતિ અને ઉચ્ચ વિચારોવાળાં કરવાને તે તેડે અને તૈયાર કરે એ શું સંભવિત ન હોઈ શકે?

અરાઢ વર્ષની વયે લુથર એર્ફુર્તની યુનિવર્સિટિમાં ગયો અને ત્યાં તેણે ઘણોજ જુસ્સાભેર અને ફતેહપૂર્વક પોતાનો અભ્યાસ પૂર્ણ કર્યો. તે સ્કૉટ્સ, બોનાવેન્ચુરા અને થોમ્સ ઍકવીનાસ જેવા લેખકોથી લખાએલા શાસ્ત્રના સિદ્ધાંતો બરાબર શિખ્યો. આ કામ તેને ઘણોજ કંટાળો ઉપજાવનારૂં હતું તોપણ તે કેળવણી મેળવવી તેને માટે આવશ્યક હતી; કારણકે જ્ઞાન વડેજ તે, જે શિક્ષકો મનુષ્યનાં મતો અને મતિને પરમેશ્વરનાં વચનો કરતાં વધુ મોટાં ગણતા હતા, તેઓની ભૂલો બતાવી શકયો.

**લુથર વિદ્યાર્થી.**

લુથરે પોતાનું આખું વિદ્યાર્થીજીવન પ્રાર્થના કરતાં કરતાં ગાળ્યું, અને "સારી રીતે પ્રાર્થના કરવી એ અભ્યાસની અર્ધાંગી છે," એ શબ્દો તેણે આજ વખતે ઉચ્ચાર્યાં હતા. યુનિવર્સિટિમાં બે વર્ષ ગુજાર્યાં પછી લુથર એક દિવસે પોતાના દરરોજના નિયમ પ્રમાણે કૉલેજના મકાનની લાયબ્રેરીનાં પુસ્તકો તપાસતો હતો તે વખતે તેને એક અજબ શોધ હાથ લાગી. તે એ હતી કે, તેને એક બાયબલ જડયું! આ તો અમુલ્ય પુસ્તક હતું, અને તે, તે વખતે ભાગ્યેજ કોઈના જાણ્યામાં હતું. વિચાર કરો કે એક ખ્રીસ્તી યુવક, જેણે વીસ વર્ષ સુધી ખ્રીસ્તી શાળાઓમાં અભ્યાસ કર્યો હોવા છતાં

પણ, જેણે કદી પણ બાયબલ જોયું નહોતું! રોમન મંડળી, લોકોથી બાયબલને કેવી રીતે છુપાવી રાખતી હતી તેની આ એક સાબિતી છે. પરંતુ લુથરને આ બાયબલ મળ્યું, અને તેથી આખી જીંદગી પર્યંત તેણે આ કીમતી પુસ્તકનો અભ્યાસ જારી રાખ્યો. "આ બાયબલમાંજ તેનું ધર્મ સંબંધીનું પરિવર્ત્તન સમાએલું હતું." લુથરનું મહાન કાર્ય બાયબલ ઉઘાડવું અને તેનાં જીવનદાયક પૃષ્ઠો દુનિયાને જણાવવાં એજ હતું. એરફૂર્થની યુનિવર્સિટિમાં તેને બી. એ.ની ડિગ્રી મળી અને ૧૫૦૫માં તેને માસ્ટર ઑવ્ આર્ટ્સ તથા ડૉકટર ઑવ્ ફીલોસોફીની ડિગ્રીઓ આપવામાં આવી. તેના પિતાની ઇચ્છાનુસાર તેણે કચેરીના કાયદાનો પણ અભ્યાસ શરૂ કર્યો.

લુથરની બાલ્યાવસ્થાથી માંડીને તેની યુવાવસ્થા સુધીની જીંદગીમાં તેનામાં ભક્તિભાવનો અંશ રહ્યો હતો, પરંતુ તે ખુલ્લો પડયો નહોતો. પરમેશ્વર તરફથી લુથરની સાથે સખ્ત વર્તનનો વખત હવે નજદીક આવવા લાગ્યો. તેને એક એવી ભયંકર માંદગી લાગી કે જેથી મરણ તેની પાસે આવી ગયું, અને તેને લાગ્યું કે આ ભયભીત બનાવને માટે હું બિલકુલ તૈયાર નથી. તેના એક જાની મિત્રને ગરદન મારવામાં આવવાથી, એને એટલી બધી અસર થઈ કે તેણે પોતાને એક એવો પ્રશ્ન પૂછયો કે, "જો હું આમ એકાએક બોલાવી લેવાઈશ તો મારૂં શું થશે?" તેણે પોતાના આત્માની મોક્ષગતિ સંબંધી ગંભીર વિચાર કરવા માંડયો, અને તે વિચાર તેને બીજી સર્વ વાત કરતાં વિશેષ અગત્યનો જણાયો. દુનિયાનો પરિત્યાગ કરીને મઠવાસી થઈ જવા સંબંધી તે ચિંતન કરવા લાગ્યો. પરંતુ પોતાનો પુત્ર વકીલના ફાયદાકારક ધંધાને છોડી દઈ એક ગરીબ અને દુનિયાથી અલગ એવો મઠવાસી બને એ લુથરના વિચારને તેનો બાપ આડે આવ્યો. એક વખતે તેના પિતાની મુલાકાત લીધા પછી તે પોતાને મુકામે પાછો જતો હતો તેવામાં એક સખ્ત તોફાનમાં તે આવી પડયો, અને તેની નજદીકજ વિજળીનો એક લાંબો લીસોટો જમીનમાં પેસી ગયો. આથી લુથરને લાગ્યું કે, હવે મરણ છેક પાસે આવ્યું છે, અને તેથી ઇન્સાફના દિવસે મારૂં શું થશે એવી ગભરામણમાં તે પડયો. પોતાની ગુમાએલી સ્થિતિ તેને માલમ પડી, તેથી તેણે ત્યાં ને ત્યાંજ પવિત્ર બનીને પરમેશ્વરની ભક્તિમાંજ પોતાનું આખું જીવન ગાળવાની ટેક લીધી. પરંતુ તે પવિત્ર શી રીતે થઈ શકે? આ સવાલનો તે દિવસમાં તો માત્ર એકજ

**લુથર મઠવાસી.**

જવાબ હતો, અને તે એ હતો કે, "મઠમાં જવું, દુનિયાદારીથી છૂટા થવું, ઉપવાસ અને પ્રાર્થના કરવી, લગ્ન નહિ કરવું, મંડળીના અધ્યક્ષોને આજ્ઞાંકિત રહેવું, બીખ માગીને પેટ ભરવું, અને આ સઘળું મરણ સુધી પાળ્યાં કરવું એજ પવિત્રતા અને એજ પરમેશ્વરની સેવા છે." આમ કરવાનો લુથરે વિચાર કર્યો, અને

પોતાના પિતાની કે કોઈની પણ અનુમતિ લીધા સિવાય તેણે આ પગલું ભર્યું. તેણે પોતાના મિત્રોને તથા બીજા લોકોને એક મિજબાની આપી, અને એમ કરીને દુનિયાને છેલ્લી સલામ કરી લીધી. જે વખતે આ મિજબાનીમાં હાસ્ય, ગાયન, જમણ, અને વિલાસમાં સઘળાં મચ્યાં રહ્યાં હતાં, તે વખતે લુથરે તેમની વચમાં શાંતતાથી ઊભા થઇને, સદાને માટે દુનિયા છોડીને પોતાનું બાકીનું આયુષ્ય મઠમાંજ ગાળવું એવા તેના ઠરાવ સંબંધી તેમને જણાવ્યું.

આ સાંભળીને તેના મિત્રો વિસ્મય પામ્યા, અને તેને ન જવા સંબંધી સમજાવવા લાગ્યા. પણ તે સઘળું વ્યર્થ ગયું, તેજ અંધકારમય રાત્રિએ તેણે સેંટ ઑગસ્ટીનના અપાસરા (મઠ) તરફ પોતાનો માર્ગ લીધો, અને ત્યાં જઇને તેમાં દાખલ થવાની માગણી કરી. વર્જીલ અને પ્લેન્ટસ નામે બે પુસ્તકો તેણે પોતાની સાથે લીધાં હતાં. એક વીરચરિત્ર કાવ્ય હતું, અને બીજું હાસ્યરસવાળું હતું. બહાદુરી તથા હિંમતભર્યાં કામની સાથે જીંદગી આનંદમાં ગાળવી એવું જેને પ્રિય લાગે તેવા માણસના મગજનો ચિતાર આ પુસ્તકો દર્શાવે છે. લુથરનું પણ આવુંજ મગજ હતું. આ વખતે પણ તેની પાસે તેનું પોતાનું બાયબલ નહોતું. પવિત્ર શાસ્ત્ર સિવાય પવિત્રાઈ શોધનાર માણસ જુઓ! મઠવાસીના જીવતરની નીચ સ્થિતિ અને કડવાસ લુથરને હવે ચાખવાની આવી. તાત્વિક બાબતો સંબંધીનું ખરૂં જ્ઞાન ધરાવનાર આ મહાન વિદ્વાન પુરૂષને તેના જાતિભાઈ મઠવાસીઓ એકદમ ચાકરનાં હલકાં કામો સોંપવા લાગ્યા. તેને પગી બનાવ્યો, અને ઝાંપો સાચવવાનું તથા ઘડીઆળને ચાવી આપવાનું, દેવળ સાફસુફ કરવાનું, તથા બીજી ઓરડીઓમાં ઝાડુ મારવાનું કામ તેને સોંપવામાં આવ્યું. દરરોજ આ કામ ખલાસ કર્યાં પછી મઠવાસીઓ તેને પોતાની ઝોળી લઇને બજારમાં ભિક્ષા માગવાને મોકલતા. આ એમ. એ. થએલા મહાન માણસને પોતાના પૂર્વેના મિત્રોના બારણા આગળ શેરીઓમાં ભિખ માગતાં વારંવાર જોવામાં આવતો. પોતાનાં પુસ્તકોનો અભ્યાસ કરવાની તેને મનાઈ કરવામાં આવી હતી. "આમ આવ આમ, કારણ કે અભ્યાસથી નહિ પણ રોટલી, અનાજ, માછલી, ઈંડાં, માંસ અને પૈસા વગેરેની ભિખ માગીને તું આ અપાસરાને ફાયદારૂપ થઈ પડીશ," આ પ્રમાણે તેને કહેવામાં આવતું હતું. લુથર કદી પણ બડબડયા સિવાય આનંદ સહિત આ સઘળાં કામ કરતો હતો. તેણે એટલે સુધી ઉપવાસ કર્યો કે તે હાડપિંજર જેવો થઈ ગયો, અને એક વખતે તો ઉપવાસને લીધે તેને તેના બારણા આગળ તદન બેભાન સ્થિતિમાં જોવામાં આવ્યો હતો. ગમે તેમ થાય તોપણ ધાર્મિક અને પવિત્ર થવાનો તેણે અડગ નિશ્ચય કર્યો હતો. ખરેખરી પવિત્રતા શામાં સમાએલી હતી અને તે કેવી રીતે પ્રાપ્ત કરાય તે વિષે તેણે ભૂલ ખાધી હતી. તોપણ તાર્સસના શાઉલની માફક તે ઘણો ચુસ્ત

હતો, અને તેના એ ગુણને લીધેજ તેને માટે આપણામાં માન વખાણની લાગણી ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે આ લુથરને જુવાનીમાં આપણે એક એવું પગલું ભરતાં જોઈએ છીએ કે, જેથી તેની ઉમદા હિંમત આપણને દેખાઈ આવે છે. **સંપૂર્ણ ધાર્મિક થવાનો નિશ્ચય કરવાની તેને હિંમત હતી.** આ પ્રસંગે તેનું મન અંધકાર, વ્હેમતરંગો અને ભૂલથાપથી ભરેલું હતું. પરંતુ આ વખતે તેનામાં જે ઊંચામાં ઊંચું જ્ઞાન તથા સમજ હતાં, તે પ્રમાણે આવું પરમેશ્વરને પસંદ પડવા જોગ જીવન તેણે પસંદ કર્યું. આ બાવીસ વર્ષના જુવાને પોતાનાં માતપિતા, મિત્રો, શિક્ષણ, ભવિષ્યનો ફાયદાકારક વકીલનો ધંધો વિગેરેનો નકાર કરીને તથા સઘળા પ્રકારનો સંબંધ તોડી નાખી એક ગરીબાઈની, કુંવારાપણાની અને દાસત્વની જીંદગી ગાળવાને જે હિંમત ધરી તે કેટલી ઉમદા! આપણા આજના વધારે જ્ઞાની અને આત્મિક સમજવાળા યુવકો જેઓને આવી હિંમતની ઘણીજ જરૂર છે, તેઓને માટે આ કેવો સુંદર નમુનો! હિન્દની આધુનિક મંડળીઓને જે વિશેષ અગત્ય છે તે, સંસારિક લાલચો, મોટા પગાર, અને દુનિયા સંબંધીના સઘળા વિચારોનો સંપૂર્ણ ભોગ આપનાર તથા મઠમાં નહિ પરંતુ અજ્ઞાન અને અંધકારમય સ્થિતિમાં પડી રહેલા કરોડો માણસોને ખ્રીસ્ત વિષે જણાવવાને તૈયાર, અને દેવની સેવા કરવામાં અતિ ઉત્સુક એવા કેળવણી પામેલા માણસો-નીજ છે. દિલગીરીની વાત છે કે બીજા દેશોની માફક આપણા દેશના કેળવણી પામેલા યુવકો પણ હજી સુધી ભાગ્યેજ દેવની સેવા કરવામાં જોડાય છે. આપણા સેંકડો જુવાનીઆઓને દુનિયામાં મોટા મોટા પગારવાળી ને આશીર્વાદરૂપ જગ્યાઓ મળી છે, અને તેમાં અમે આનંદ કરીએ છીએ. **પરંતુ આ આશીર્વાદરૂપ કામ, જે માણસને પરમેશ્વરે સેવાના કામને સારૂ તેડયો છે તેને જો નડતરરૂપ બને તો તે તેને શ્રાપરૂપ થાય છે.** જો હિન્દુસ્તાનની ખ્રીસ્તી મંડળીઓમાં આત્માથી એવાં તો બાપ્તિસ્મા થાય કે છોકરાંનાં માબાપો તેમનાં છોકરાંને પરમેશ્વરની સેવામાં અર્પી દેવામાં સર્વોત્તમ માન ગણે, અને યુવકો સંસારિક ઉમેદો તરફ પોતાની પીઠ ફેરવીને ઈશ્વર તેમને જે રસ્તો દેખાડે છે તે રસ્તે તેઓ ચાલે તો કેવું સારૂ?

લુથરને મઠવાસમાં જે જોઈતું હતું તે મળ્યું નહિ, એટલે કે તેના તારણ વિષેની ખાતરી. તે આતુરપણે જે અભિલાષા રાખતો, ઉપવાસ કરતો, અને પોતાને નમાવી દીધો હતો તે સઘળું તેને કંઈ શાંતિ આપી શક્યું નહિ, તોપણ ઈશ્વર કૃપાથી તેને બે ચીજો મળી હતી—એક પુસ્તક અને એક મિત્ર. પુસ્તક એ બાયબલ હતું, અને તેને અપાસરાને એક થાંભલે સાંકળવડે બાંધવામાં આવ્યું હતું. આ બાયબલને

**લુથરનું બદલાણ.**

લુથર વાંચ વાંચ કરતો હતો, અને તેથી તેને એ સત્ય વાત પ્રાપ્ત થઈ કે માત્ર ઈસુથીજ તારણ છે. તેનો મિત્ર તે સ્ટોપીટ્ઝ ધી વીકાર જનરલ કરીને એક માણસ હતો, તે આ મઠવાસની મુલાકાત લેવા આવ્યો હતો, અને તેવામાં તે લુથરને મળ્યો. લુથરને જે શાંતિ જોઈતી હતી તે સ્ટોપીટ્ઝને મળી હતી. લુથરને તેણે કોમળ સાદે કહ્યું કે, "ઈસુ ખ્રીસ્તના જખમો તરફ તથા તેણે જે રક્ત તારે માટે વહેવડાવ્યું છે તે તરફ જો. દેવની દયા ફક્ત ત્યાંજ તું જોશે. પોતાના ગુન્હાને લીધે દેહદમન કરવા કરતાં તારા ત્રાતાના હાથમાં તું પોતાને સ્વાધીન કરી દે. જેણે પહેલો તારા પર પ્રેમ કર્યો તેના પર તું પ્રેમ કર." આવા શબ્દો કહીને સ્ટોપીટ્ઝે ભારથી લદાએલા અને નાસીપાસ થએલા મઠવાસીને ત્રાતાની ગમ દોર્યો. આ પ્રમાણે આશીર્વાદયુક્ત પેલાં શાસ્ત્રનાં વચનોથી તથા પરમેશ્વરે મોકલેલા તેના મિત્રથી તેને શાંતિની પ્રાપ્તિ થઈ. સ્ટોપીટ્ઝે લુથરને પ્રકાશમાં દોર્યો, અને તેના સદાના મિત્ર મેલાંગથોને પણ એ સત્ય વાતમાંથીજ ધાર્મિક પરિવર્ત્તન ઊભું કરવાને તેને મદદ કરી.

આ વખતથી લુથરના કાર્યક્ષેત્રની સીમા બ્હોળી થઈ. રફતે રફતે જે ગુલામગીરીના બંધનમાં તે સપડાયો હતો, તેમાંથી તે બહાર નીકળવા લાગ્યો. ચોવીસ વર્ષની વયે તેને યાજકપદ પર નિમવામાં આવ્યો. અને ત્યાર પછી ટુંક વખતમાં સાકસનીના ઇલેક્ટર ફ્રેડરિકે તેને વિટેંબર્ગની યુનિવર્સિટિનો શિક્ષક થવાને બોલાવ્યો. સાધુ થઈને પોતાના મઠમાં રહેવાનુંજ તેણે જારી રાખ્યું, પરંતુ તે યુનિવર્સિટિનું કામ કરતો હતો. તેને તે વખતની પાંડિત્યવાળી ઈશ્વરવિદ્યા શિખવવાની ફરજ પાડવામાં આવી હતી, અને આ તો તેને તિરસ્કારરૂપ લાગતું હતું. પરંતુ શાસ્ત્ર પર વ્યાખ્યાન આપવાને તેને ઘણું પસંદ હતું. શાસ્ત્ર કે જે લોકોને મન એક તદન નવુંજ પુસ્તક હતું, તેમાંથી તે વિદ્યાર્થીઓના મનમાં એક દેવની મફત કૃપાનો મત ઠસાવતો હતો અને તેમને કહેતો કે સારાં કૃત્યો વડેજ નહિ, પરંતુ ખ્રીસ્તના પ્રેમ વડે આપણે બચી શકીએ છીએ. અને આ સારાં કૃત્યો તો તારણ પામીએ ત્યારે આવે છેજ. તેના ઉપરી અમલદાર તથા સ્ટોપીટ્ઝ મિત્રે શાળામાં વ્યાખ્યાન આપ્યા ઉપરાંત લોકોની આગળ પણ ઉપદેશ કરવાને તેને વિનંતી કરી. આ વિષે લુથરે આનાકાની કરી. તેને એમ લાગ્યું કે, હું આ કામને માટે તદન અયોગ્ય અને બિનકેળવાયલો છું, **અને ઉપદેશ ન કરવાનાં તેણે પંદર કારણો બતાવ્યાં.** તોપણ આખરે તે કબુલ થયો, અને ત્રીસ ફુટ લાંબા અને વીસ ફુટ પહોળા એવા એક લાકડાના બનાવેલા નાના દેવળમાં ઉપદેશ કરવા લાગ્યો. તેના પરિવર્ત્તન સંબંધી પ્રથમ આજ સ્થળે ઉપદેશ કરવામાં આવ્યો. "જે તબેલામાં ખ્રીસ્ત જન્મ્યો હતો તેની સાથે આ દેવળની પણ બરાબર સરખામણી કરી શકાય." લોકોનાં એટલાં મોટાં ટોળાં સુવાર્તા સાંભળવાને

એકત્ર મળતાં કે તે મોટા શહેરના દેવળમાં પણ ભાષણ કરવાને આ ઉપદેશકને વિનંતી કરવામાં આવી, અને તેનાં ભાષણ સાંભળવાને યુનિવર્સિટિમાં વિદ્યાર્થીઓનાં ટોળાં જામવા લાગ્યાં. વળી એથી પણ લોકનાં વધુ મોટાં ટોળાં રવિવારને દિવસે આ આસ્થાવાન ઉપદેશકને તેના નવા સિદ્ધાંત વિષે સાંભળવાને દેવળમાં ભરાતાં હતાં, કારણ કે તેની ખરી વાતે લોકોનાં મન પર અસર કરી હતી.

હવે ભવિષ્યમાં લુથરને એક મોટો અનુભવ થવાનો હતો. તેની ધર્મગુરૂની દીક્ષાને લગતા કંઈ કામ પર તેને રૂમ મોકલવામાં આવ્યો, અને તેના ધાર્યા મુજબ દુનિયામાંનું સૌથી પવિત્ર શહેર જોવાની તેને જોગવાઈ મળી, તેથી તેને અનહદ આનંદ થયો. જ્યારે આ શહેર તેની દૃષ્ટિએ પડ્યું ત્યારે તે ભૂમિ પર પડીને બોલ્યો કે, "પવિત્ર રૂમ, હું તને પ્રણામ કરૂં છું." પરંતુ આચાર્યો અને લોકોને પવિત્ર જોવાને બદલે તેણે ત્યાં સઘળા પ્રકારનો ભ્રષ્ટાચાર અને અન્યાયીપણુંજ જોયું. વળી મઠમાં સાદી જીંદગી ગાળવાને બદલે તેણે ત્યાં તેમને માટે ભવ્ય મહેલો અને તેની અંદર આચાર્યો તથા ધર્માધ્યક્ષોને ઊંચાં જમણ જમતા, દુર્ભાષણ કરતા, તથા બિભત્સ વાતોમાં મચેલા જોયા. ધર્માચાર્યો અતિશય પવિત્ર ક્રિયાઓ સંબંધી મજાક કરતા હતા, અને લોકોનાં મન પાપાની અને બીજાની ભૂંડાઈ તથા સંસારીપણાને લીધે તેઓ પ્રત્યે તુચ્છકારથી ભરાએલાં હતાં. એક પ્રખ્યાત મુસાફરે રૂમ વિષે લખ્યું છે કે, રૂમથી પાછા આવતાં આપણે ઘણું કરીને ત્રણ ચીજો સાથે લાવીએ છીએ, અને તે આ છે :—ખોટી પ્રેરકબુદ્ધિ, અનીતિથી ભરાએલું પેટ, અને ખાલી પૈસાનું પાકીટ. અને જે ત્રણ બાબતો રૂમ માનતું નથી તે આ છે કે,—આત્માનું અવિનાશીપણું, મુએલાંનું પુનરૂત્થાન અને નર્ક. વળી ત્રણ બાબતો પર રૂમ વેપાર રોજગાર કરે છે, અને તે આ છે કે, ખ્રીસ્તની કૃપા, મંડળીના ઉપરીઓ અને સ્ત્રીઓ. જ્યારે લુથરે રૂમની મુલાકાત લીધી ત્યારે ત્યાંની મંડળી અને જનસમાજની આવી સ્થિતિ હતી. તે હમેશ એવું માનતો કે રૂમ આ પૃથ્વી પર એક સૌથી પવિત્ર જગ્યા છે. પરંતુ તેને અવર્ણનીય ભ્રષ્ટ અને નાપાક થએલું જોઇને લુથર હૃદયભંગિત થઈ ગયો, તથા તે વિષે હવે તેને કંટાળો ઉપજ્યો. તેણે કહ્યું કે, "રૂમમાં જે મહા પાતક કામો અને દુષ્ટાઈ જોવામાં આવે છે તે કોઈ કહે તો મનાય એવાં નથી. તેની ખાતરી કરવાને આંખે જોવાં તથા કાને સાંભળવાં જોઇએ. અને તેથી રૂમ વિષે આમ કહેવાય છે કે, જો નર્ક એવું કંઈ આ દુનિયામાં હોય તો એમ જાણવું કે, તેની ઉપરજ રૂમ બંધાયું છે. એ તો એક ઊંડી ખાઈ છે, જેમાંથી સર્વ પ્રકારનાં પાપ ઉપસી આવે છે. છોકરાંને શેરીઓમાં એવું ગાવાની ટેવ પડી ગઈ છે :—

**લુથર રૂમમાં.**

"સૃષ્ટિ વિષે જે સ્થળ, સૌભ્રષ્ટ અતિ અંકાય,
તે સૌના કરતાં વધુ, રૂમ ભ્રષ્ટ પંકાય."

આવું છતાં પણ લુથરે રૂમમાં જેટલી ધાર્મિકતા રખાય તેટલી રાખીને ત્યાંનાં સઘળાં મંદિરોની મુલાકાત લીધી. અને દરેક સ્થળે પોતાને માટે તથા પોતાના મિત્રોને માટે વિશ્વાસથી પ્રાર્થના કરી. એક દિવસ, પોપ પાસેથી માફીપત્ર મેળવવા તે તેના ઘુંટણ વડે, "પીલાતના દાદર" પર ચઢયો, અને વિચાર્યું કે, આ રીતે ચઢવાથી ઘણો આશીર્વાદ મળશે. આ દાદર સંબંધી એવું કહેવામાં આવતું કે, તે અજબ રીતે યરૂશાલેમથી રૂમમાં આવ્યો છે. આના પર જ્યારે તે ચઢતો હતો તે વખતે વરસાદની ગર્જના સરખી એક વાણી તેના અંતઃકરણના ઊંડાણમાંથી સાંભળવામાં આવી કે, "ન્યાયી વિશ્વાસથી જીવશે." આ દેવના દૂતોના જેવા શબ્દો જે તેના કાને બે વખત પડી ચુકયા હતા, તેનો ઓચિંતો અને અસરકારક પ્રતિઘોષ તેના હૃદયમાં થયો. જે દાદર પર તે ઘુંટણ વડે ચઢતો હતો તે પર તે એકાએક ધ્રુજારી સહિત ચોંકી ઉઠયો; તે ઘણોજ ગાભરો બની ગયો, અને વ્હેમોથી મનની આવી હલકી સ્થિતિમાં આવવાથી તે અતિશય શરમિંદો બની ગયો, અને આ તેની મૂર્ખાઈ ભરેલા દેખાવથી નાસી ગયો! "ન્યાયી વિશ્વાસથી જીવશે," એ શબ્દો તેના ધાર્મિક પરિવર્તનના મુદ્રાલેખરૂપ થઈ પડયા.

**લુથર ધર્મ સંબંધીનો ફેરફાર કરે છે.**

લુથર રૂમથી પાછો જર્મની ગયો અને ત્યાં જઈને ખ્રીસ્તી મંડળીની ભયંકર સ્થિતિ વિષે તે લોકોને કહેવા તથા જે આચાર્યો અને ધર્માધ્યક્ષો આવી બાબતોને ઉત્તેજન તથા આશ્રય આપતા હતા, તેમના પર હુમલા કરવા લાગ્યો. કરણીથી તારણ મળી શકતું નથી, પરંતુ ઈસુમાં વિશ્વાસ કરવાથી દેવની કૃપા વડે તારણ મળી શકે છે, એ વિષે એને ધડો મળ્યો હતો. લુથરને ત્યાર પછી થોડીજ વારમાં મંડળીનો અધ્યક્ષ બનાવવામાં આવ્યો, અને ત્યારથી શાસ્ત્રનાં શિક્ષણોનું પાલન કરવાનું તેણે પણ લીધું. આ ગંભીર પ્રતિજ્ઞા તેણે પાળી અને પરમેશ્વરનાં વચનોનું રક્ષણ કરનાર તરીકે તે એક મહાન વીરપુરૂષ થઈ ગયો. સ્ટોપીટ્ઝે તેને ચાળીશ મઠોની મુલાકાત લેવાનું ઠરાવી આપ્યું હતું, અને ઇશ્વર કૃપાથી મળેલી આ અમૂલ્ય તકનો લાભ લઈને તેણે તેઓમાં સુવાર્તાનો ફેલાવ કર્યો. રૂમ ઉપરના તેના હલ્લા અને સુવાર્તાના બહોળા ફેલાવે કરીને તેને વિરૂદ્ધ સતાવણી ઊભી થઈ. અને "જેઓ મારા વિષે અધિક ભુંડું ધારે છે, તેઓ મને અધિક ઉપયોગી છે," એમ કહીને તે પોતાનું કામ આગળ ચલાવ્યાં જતો હતો. વળી જ્યારે તેને શત્રુઓ હતા ત્યારે એમ પણ હતું કે તેનું કથન આનંદપૂર્વક સાંભળનાર લોકોનાં મોટાં ટોળાં પણ હતાં.

તે વખતે મંડળીમાં માફીપત્રો વેચવાની રીત ચાલતી હતી. ઉપવાસો, પ્રાર્થના, પ્રાયશ્ચિત્ત અને જાત્રાઓ કરવાથી માણસો પાપની માફી પામી શકે છે એવો તર્ક તે સમયે ચાલતો હતો. પરંતુ ઘણા માણસોને આ સઘળી ક્રિયાઓ કરવી અશક્ય હતી, તેટલા માટે તેઓએ તેમનાં પાપની માફી વેચાતી લેવી અને પાપ માફ કરી શકવાનો પોપને હક છે, એવું મંડળીનું કહેવું હતું. આ ઉપરથી પોપ વારંવાર રાજ્યના સઘળા દેશોમાં પૈસા લઈને પાપની માફીનાં પત્રો વેચવાને માણસને મોકલતો હતો. તેત્સીલ નામના એક માણસને જે માણસો માત્ર પૈસાની અમુક રકમ ભરે તેમને ગતકાળનાં, ચાલુ કાળનાં અને ભવિષ્યનાં પાપોની માફીને માટે માફીપત્રો વેચવાને રૂમથી જર્મનીમાં મોકલવામાં આવ્યો હતો. જેઓ એક કરતાં વધારે વાર લગ્ન કરે તેમને છ *ડેકેટ્સ, પવિત્ર વસ્તુને જે ભ્રષ્ટ કરે તથા જૂઠા સોગન ખાય તેમને નવ ડેકેટ્સ, ખૂન કરનારને આઠ ડેકેટ્સ, અને મંત્રવિદ્યાવાળાને બે ડેકેટ્સ ભરવા પડતા. તેત્સીલ દેવળોમાં એક પ્રકારની ધાર્મિક હરરાજી કરતો હતો. એક રક્તવર્ણો, મોટો વધસ્તંભ જેના ઉપર પોપના હાથો લટકાવવામાં આવ્યા હતા તે, તે સાથે લઈને ફરતો હતો. આ વધસ્તંભ વિષે એમ કહેવાતું કે કાલવરીના વધસ્તંભના જેવુંજ આમાં પણ પરાક્રમ છે. આ વધસ્તંભને દેવળમાં ઊભો કરવામાં આવ્યો હતો, અને સિંહાસન આગળજ એક મોટી પેટી મૂકવામાં આવી હતી. આ પેટીમાં આગળ આવીને પૈસા નાખવાને લોકોને વિનંતી કરવામાં આવતી હતી. તેત્સીલ પોકારીને કહેતો કે, "તમારા પૈસા લાવો, પૈસા લાવો. પૈસા પેટીને તળીએ પહોંચવાનો ખણખણાટ થતાંની સાથેજ તમારો આત્મા મૃત્યુ સ્થળેથી છૂટીને સ્વર્ગમાં ચઢી જાય છે." અને આથી નિર્બુદ્ધ લોકો પોપના મોકલેલા સંદેશીઆનો સતકાર કરતા તથા પૈસાના અર્પણથી તેઓનાં પાપ માફ થાય છે, એવું માનીને તેમનાં ટોળેટોળાં પૈસા લઈને માફીપત્રો ખરીદવાને દોડયાં જતાં. મનુષ્યના આત્માનો આવો ધંધો થતો જોઈને લુથરનો આત્મા ઉશ્કેરાયો, અને તેને યોગ્ય ક્રોધ ચઢયો. આ વેચનારાઓને તથા ખરીદનારાઓને ખ્રીસ્તના મંદિરમાંથી બહાર હાંકી કાઢવાનો તેણે સજજડ નિશ્ચય કર્યો. માફીપત્રોની વિરૂદ્ધ તે હિમ્મતથી ઉપદેશ કરવા તથા ખાતરીપૂર્વક કહેવા લાગ્યો કે, તમારૂં આ વર્તન ખ્રીસ્તના શિક્ષણની વિરૂદ્ધ છે, અને રૂમથી મોકલાએલા તે પત્રો વેચનાર જૂઠાઓથી લોકો છેતરાય છે. આથી પણ તે આગળ વધ્યો અને માફીપત્રોની વિરૂદ્ધમાં પંચાણું વાકયો (Theses) લખ્યાં. અને ઈ. સ. ૧૫૧૭ના ઑકટોબરની ૩૧મીએ સઘળા પવિત્રોની મિજબાનીમાં જ્યારે હજારો યાત્રાળુઓ એકત્ર થયા

**માફીપત્રો વિરૂદ્ધ લડે છે.**

---

*એક ડેકેટ = સાત રૂપિયા.

હતા, ત્યારે તે વિટેંબર્ગના દેવળમાં ગયો, અને બધા વાંચી શકે તેમ આ વાકયોને દેવળના દરવાજા આગળ તેણે ખીલો મારીને લટકાવ્યાં. માફીપત્રોની આખી રીત વિરૂદ્ધ આ વાકયોમાં ભારે તહોમત મૂકવામાં આવ્યાં હતાં. તેઓ એમ દર્શાવતાં હતાં કે, મનુષ્યોએ પોતાના અંતઃકરણમાં પશ્ચાત્તાપ કરીને પોતાનાં પાપો તજી દેવાં જોઇએ, અને ત્યાર પછી ખ્રીસ્ત તેઓને સંપૂર્ણ રીતે અને વગર મૂલ્યે મંડળીની કોઈ પણ ક્રિયા કર્યા સિવાય સઘળાં પાપોની ક્ષમા આપશે. પરિવર્તનની વિરૂદ્ધ ઉઠનાર શરૂઆતનાં કારણો લુથરનાં આ વાકયોમાં સમાએલાં હતાં. આ વાકયોની નકલો કરીને આખા જર્મની તથા દૂરના ખ્રીસ્તી દેશોમાં ફેલાવવામાં આવી હતી. આખરે એક માણસ એવો ઊભો થયો કે જે પોપથી અથવા તેના સંદેશીઆથી બીતો નહોતો. જે રીતરિવાજો આખી મંડળીએ માન્ય કર્યાં હતા તેમની વિરૂદ્ધ લુથર ઊભો થયો—આમાં તેણે જે ઉમદા બહાદૂરી દેખાડી તે જરા વિચારી જુઓ. લુથર, એક છોકરો જેણે ગરીબાઈની સામે હામ ભીડીને કેળવણી મેળવવા ખાતર મહેનત કરી; લુથર યુનિવર્સિટિનો એક ગ્રેજ્યુએટ, જેણે ધાર્મિક જીવનની ખાતર દુનિયાના બધા લાભો તજવાની હિંમત ધરી, તેજ લુથર હવે એક ધર્મ સંબંધીનો સુધારક બન્યો. તે હવે રૂમ અને બધા ખ્રીસ્તી દેશોના પાયા હલાવી નાખનાર, તથા ખ્રીસ્તી મંડળીની આસપાસ ઉગી નીકળેલા વિધર્મીઓના વ્હેમી રીતરિવાજોને ધ્રૂજાવી નાંખનાર થયો છે.

**લુથરની નમ્રતા.**

વળી જો કે લુથરને આટલી બધી હિંમત હતી, તોપણ તે એક નમ્ર માણસ હતો. આ વખતે તે પોતા સંબંધી એમ કહે છે કે, "આ કાર્યની મેં ઘણીજ ધાસ્તી અને ધ્રૂજારી સહિત શરૂઆત કરી હતી. આ વખતે મારી સ્થિતિ કેવી હતી? એક ગરીબ, કંગાલ, ધિક્કારયુક્ત સાધુ અને લગભગ મુડદા સરખો હતો. વળી પોપ કે જેની આગળ માત્ર સૃષ્ટિના રાજાઓ અને આખી સૃષ્ટિ પોતે પણ થરથર કાંપે, એટલુંજ નહિ, પરંતુ એમ પણ કહી શકાય તો ખોટું નથી કે, સ્વર્ગ અને નર્ક પણ તેનો નાનામાં નાનો હુકમ ઉઠાવવાને તૈયાર થાય, તેની સત્તાની વિરૂદ્ધ થનાર હું કોણ? પહેલાં બે વર્ષોમાં મારા પર જે દુઃખ, ખિન્નતા અને ઉદાસીનતા આવી પડયાં તે વિષે કોણ જાણે છે? પણ પવિત્ર શાસ્ત્રની મદદ અને ખ્રીસ્તની કૃપાથીજ ફક્ત મેં જય મેળવ્યો."

**લુથર પર હુમલા.**

પોપે પોતાના ધર્માધ્યક્ષ પ્રીરીઆસને લુથરને આ જવાબ આપવાને ફરમાવ્યું. પ્રીરીઆસે લુથરને અગ્નિદાહની શિક્ષા આપવાની સૂચના કરી. તેણે કહ્યું કે, "તારા જેવા ભયંકર ધર્મદ્રોહીને એક કલાક પણ વધારે જીવવા દેવો એ મંડળીની વિરૂદ્ધ મોટામાં મોટું દ્રોહિતપણું છે. તેને એકદમ ફાંસીએ લઈ જાઓ.'' લુથરે

પ્રત્યુત્તર વાળ્યો કે, "શું ત્યારે તમે મારા લોહીનાજ તરસ્યા છો કે? તમારી ફાંસી અને ધમકીઓથી હું તલમાત્ર પણ ડરતો નથી, કારણકે જો હું મરૂં તોપણ શું થયું? ખ્રીસ્ત તો જીવે છેજ. ખ્રીસ્ત મારા અને સઘળા લોકોના પ્રભુને સર્વકાળ સુધી ધન્ય હો, આમેન." ત્યાર પછી પોપે ખાસ કરીને મોકલેલા **કેજેન** કરીને એક વકીલ આગળ ખડો થવાને લુથરને ઑસબર્ગમાં બોલાવવામાં આવ્યો. ચાર દિવસ સુધી આ વકીલે સમજાવી સમજાવીને તથા ધમકી સહિત લુથરને ફેરવવાને પ્રયાસ કર્યો, પરંતુ તે સઘળું વ્યર્થ ગયું. ત્યાર બાદ તેની અને એક, એક નામના ધર્માધ્યક્ષની વચ્ચે લીપઝિક આગળ ભારે વાદવિવાદ થયો. આ એક ઘણોજ મોટો વિદ્વાન અને વક્તા હતો. તે જાહેર સભાઓમાં ભાષણો આપવામાં નિપુણ હતો અને કદી કોઈએ તેને વાદવિવાદમાં હરાવ્યો નહોતો. તે ઘણો અભિમાની અને કડક સ્વભાવનો માણુસ હતો. તે રૂમી શાસ્ત્રીય સિદ્ધાંતોની તરફેણમાં બોલતો હતો, અને લુથર જે જે વાતો દેવના પવિત્ર શાસ્ત્રથી સાચી ઠરતી નહોતી તેની વિરૂદ્ધ ઘણા આવેશમાં બોલતો હતો. દશ દિવસ સુધી આ વિવાદ ચાલ્યો પરંતુ આખરે લુથર જીત્યો.

આ પછી રૂમે ખુશામતથી તેને સમજાવવા માંડયો. પોપે મીલટીઝ નામના એક વકીલને મોકલ્યો. તેણે મધુર અને સલાહનાં વચનોથી આ ધર્મસુધારકને તેના સત્ય મતો છોડી દેવાને ઘણો આગ્રહ કર્યો. પરંતુ આ પણ જ્યારે નિષ્ફળ નીવડયું. ત્યારે સખ્ત ઉપાયો યોજવામાં આવ્યા; અને લુથરે તે સામે પણ ટક્કર ઝીલી. તેણે કહ્યું કે, રૂમની ઝનૂન તથા તે મારૂં કંઈ ભલું કરે તેને પણ હું ધિક્કારૂં છું, મારે તેની સાથે પુનર્મિલાપ નથી કરવો, મારે તેની સાથે કોઈ પણ વ્યવહાર સદાને માટે નથી રાખવો. ભલેને તે મને દોષિત ઠરાવે, મારાં લખાણો તે ભલે બાળી નાંખે, તેના બદલામાં હું પણ પોપના કાયદા કે જે કેવળ પાખંડીપણું છે તેનો તુચ્છકાર કરીને જાહેર રીતે બાળી દઈશ. મેં જે નમ્રતા આટલે સુધી દર્શાવી છે, તે આખરે નકામી ગઈ છે. હવેથી હું નમ્રતા છોડી દઈશ."

**લુથર જુદો કરાયો.**

પોપે લુથરની વિરૂદ્ધ "બુલ" નામનો દસ્તાવેજ પસાર કર્યો. તેની અંદર તેણે આ ધર્મસુધારકના એકતાળીસ મુદ્દા ખોટા ઠરાવ્યા હતા. વળી ધર્માધ્યક્ષોને તેનાં સઘળાં લખાણો ખોળીખોળીને જાહેર રીતે બાળવાને હુકમ ફરમાવ્યો હતો. તેણે લુથરને એવી પણ આજ્ઞા કરી હતી કે તારે ઉપદેશ કરવાનું, લખવાનું તથા શિખવવાનું છોડી દેવું; તથા પોતાનું બીજું સઘળું કામ અગ્નિમાં બાળી મૂકવું. જો આ પ્રમાણે સોળ દિવસમાં તું નહિ કરે તો તને જનસમાજથી

અળગો કરવામાં આવશે, અને તું પાખંડી મત ચલાવે છે એવો આરોપ તારા પર મૂકાશે. લુથરે આ પોપના 'બુલને' વિટેંબર્ગની ફાંસી આગળ લઈ જઈ તેને જાહેરાતમાં બાળતાં બાળતાં તથા અગ્નિમાં નાખતાં નાખતાં કહ્યું કે, "તેં ઈશ્વરના પવિત્રને ચિડવ્યો છે તો અનંતકાળિક અગ્નિ તને ચિડવે તથા ખાઈ નાંખે." આમ કહીને તેણે પોપનો સદાને માટે ઈનકાર કર્યો, અને પવિત્ર શાસ્ત્રનો ખ્રીસ્તી મંડળીના એક ખરેખરા પુસ્તક તરીકે સ્વીકાર કર્યો. આ 'બુલ'ને આમ બાળ્યા પછી તેણે એમ કહ્યું કે, "પહેલાં તો ઘણીજ ધ્રુજારી સહિત મેં બુલને બાળ્યો, પરંતુ હવે મને એથી એટલો બધો તો આનંદ થાય છે કે, મારી જીંદગીમાં આગળ કોઈ બીજા કામથી એવો આનંદ થયો નહિ હોય."

હવે લુથરની આખી જીંદગીમાં એક ભારેમાં ભારે સમય આવી પહોંચે છે. એક મોટી રાજસભા વર્મ્સમાં ઈ. સ. ૧૫૨૧ માં એકત્ર મળી. નવા પસંદ કરાએલા શહેનશાહ ચાર્લ્સ પાંચમાએ વર્મ્સમાં યુરોપના સઘળા મહાન રાજા તથા અધિપતિઓને આ શહેરમાં એકઠા કરીને તેમનો એક જંગી દરબાર ભર્યો. પોપને રાજી કરવાનું ઇચ્છીને ચાર્લ્સે લુથરને તેના ઉપદેશો અને લખાણોનો રાજસભા આગળ જવાબ આપવાને બોલાવ્યો. લુથર જો કે જાણતો હતો કે, મારા ઉપર ભારે જોખમ આવી પડશે, તથા ઘણું કરીને હું મારી જીંદગી વર્મ્સમાં ખોઈ બેસીશ તોપણ તે મુસાફરીએ નીકળી પડ્યો.

**વીરાત્મા લુથર.**

તેના માટે લાગણી ધરાવનાર ઘણા મિત્રો તેને રસ્તામાં મળ્યા. તેમાંના કેટલાએક કહેવા લાગ્યા કે, "અરે! વર્મ્સમાં તો ઘણા ધર્માધ્યક્ષો અને પાદરીઓ છે, અને તેઓએ જેમ જૉન હસને કર્યું, તેમ તને પણ બાળીને ભસ્મ બનાવી દેશે." પરંતુ તેણે જવાબ આપ્યો કે, "જો કે તેઓ વર્મ્સથી માંડીને વિટેંબર્ગ સુધી આગ લગાડે અને તેનો ભડકો આસ્માન લગી પહોંચે, તોપણ હું ઈશ્વરને નામે તેમાં થઈને ચાલીને જઈશ." પછી તે વર્મ્સમાં પહોંચ્યો. સ્પેલેટિન નામના તેના એક મિત્રે આ ધર્મ સ્થાપકની સહીસલામતીને નુકસાન પહોંચશે, એમ જાણીને તેને કહેવડાવ્યું કે, "જો તું તે શહેરમાં દાખલ થશે તો તારી જીંદગી જોખમમાં આવી પડશે." પરંતુ આ સિંહહૃદયવાળા સખ્સે એવો સરસ પ્રત્યુત્તર વાળ્યો કે, **"ઘરનાં છાપરાં પર જેટલાં નળિયાં હોય તેટલાં જો ભૂતો વર્મ્સ શહેરમાં હોય તોપણ તે શહેરમાં હું તો જવાનોજ."** તેના કહેવા મુજબ તે એ શહેરમાં ગયો. અને બીજેજ દિવસે દુનિયામાંની એક મહા ભવ્યતાવાળી સભા આગળ તે ખડો થયો. ત્યાં મહાન શહેનશાહ ચાર્લ્સ પાંચમો અને તેનો ભાઈ આર્કડયુક ફર્ડીનાન્ડ, રાજ્યના ૭ ઇલેકટર્સ કે જેઓના વંશજો હાલ રાજમુગટ માથે પહેરે છે; ચોવીશ અમીરો, કે જેઓમાંના બધા લગભગ

રાજ્ય કરતા હતા, ત્રીસ વડા પાદરીઓ, ધર્માધ્યક્ષો અને મહના અધિકારીઓ હતા. વળી ફ્રાન્સના અને ઈંગ્લાંડનાં રાજ્યો તરફના મળીને સાત એલચીઓ તથા બસેં ચાળીસ બીજા માણસો કે જેમાં શાહજાદાઓ, ઉમરાવો, ઉચ્ચ અમીરો તથા પોપની સાધ્વીઓ હતી; આ સઘળાં ત્યાં આવ્યાં હતાં. લુથર ત્યાં જઈને ચાર્લ્સ પાંચમાની ગાદી આગળ ઊભો રહ્યો. લુથર એકલોજ હતો, અને ઇશ્વરી શાસ્ત્ર સિવાય તેની પાસે બીજું કોઈ હથિયાર નહોતું. તેને બે પ્રશ્નો પુછવામાં આવ્યા, પહેલો, "જે પુસ્તકો તારી આગળ પડયાં છે, તે શું તારાં લખેલાં છે?" અને તેણે ઉત્તર આપ્યો કે, "હા." બીજો, "એ લખાણો તારે રદ કરવાં છે કે નહિ?" જવાબ તૈયાર કરવાને તેણે મુદત માગીને આખી રાત પ્રાર્થનામાં ગુજાર્યા બાદ બીજે દિવસે તેણે તેનો જવાબ આપ્યો. ઘણાજ ઊંચા મરતબા અને વિનયપૂર્વક તથા અડગ ધૈર્યતાથી તેણે તે સભા આગળ પોતાનો જવાબ આપ્યો, તેનાં સઘળાં લખાણો ઇશ્વરીપુસ્તકને આધારે રચાએલાં છે એમ તેણે સાબિત કર્યું. અને તેણે આ સ્મરણીય શબ્દોવડે પોતાનો જવાબ પુરો કર્યો કે:—"જ્યારે આપ મહાન નામદાર મહારાજાધિરાજ મારી પાસેથી એક સ્પષ્ટ, સાદો અને તદન સત્ય જવાબ માગો છો તો આપને તે આપું છું. તે એકજ છે, અને તે આ છે કે, હું મારૂં આકીન પોપ અથવા તો રાજસભાની આગળ તજી શકતો નથી. કારણ કે જેટલો દિવસ સ્પષ્ટ છે, તેટલું એ પણ સ્પષ્ટ છે કે તેઓએ વારંવાર ભૂલ કરી છે, અને એક બીજાની વિરૂદ્ધ ઉઠયા છે. તેટલા માટે જ્યાં સુધી મને ખુદ શાસ્ત્રની સાક્ષીથી તથા સ્પષ્ટમાં સ્પષ્ટ સમજણથી ખાતરી ન થાય; જ્યાં સુધી મારા પોતાના ઉતારેલા ફકરાઓથી હું દોષિત ન ઠરૂં; અને જ્યાં સુધી મારી પ્રેરકબુદ્ધિ, આ લખાણો લખવામાં દેવનાં વચનોથી—શાસ્ત્રથી નથી પ્રેરાઈ એમ ન ઠેરવે ત્યાં સુધી **હું મારાં લખાણોને રદ કરી શકતો નથી અને રદ કરીશ પણ નહિ, કારણકે પોતાની પ્રેરકબુદ્ધિને ઉલટું બોલવું એ ખ્રીસ્તી માણસને માટે ભયભરેલું છે."** આ પ્રમાણે બોલીને જે દરબાર વચ્ચે તે ઊભો હતો તથા જેઓના હાથમાં તેના જીવનની દોરી હતી તેઓ તરફ જોઇને તેણે કહ્યું કે, "આ હું ઊભો, આ સિવાય બીજું કાંઈ કરી શકતો નથી, પરમેશ્વર મારી વ્હારે આવો. આમેન."

**શહેનશાહ લુથરને અપરાધી ઠરાવે છે.**

પોપે લુથરને જનસમાજથી અળગો કર્યો હતો, ત્યારે શહેનશાહે તેને અપરાધી ઠરાવ્યો. સઘળા શાહજાદાઓને તેને બંદીવાન કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો. વિટેંબર્ગ આવવાને લુથર વર્મ્સથી ચાલી નીકળ્યો. તેની મુસાફરી દરમિયાન તેના કેટલાક અમલદાર મિત્રોએ તેને શત્રુના હાથમાંથી બચાવવા સારૂ ગુપ્ત વેશે તેને પકડયો, અને વૉર્ટબર્ગ કિલ્લામાં એક વર્ષ

સુધી તેને બંધ કરી રાખ્યો. એ કિલ્લામાં રહીને તેણે બાયબલનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું. આ વાતને હાલ જો કે ચારસેં વર્ષ થઈ ગયાં છે, તો પણ જર્મન લોકો તેજ ભાષાંતરનું બાયબલ વાપરે છે. આ બંદીખાનામાંથી છૂટીને પહેલાંના કરતાં પણ વધુ મહેનત કરવાને તે બહાર નીકળ્યો. વિશેષ અને વિશેષ બોજા ઉંચકવાને તે તેડાયો હતો. તેના અનુયાયીઓમાંથી કેટલાકનું ધાર્મિક ઝનૂન, ખેડુતોની લડાઈમાં થએલું લોકોનું બંડ કે જેનું આળ તેના પર ઢોળી પાડવામાં આવ્યું હતું; ધાર્મિક પરિવર્તનની બાજુ પકડવામાં શાહજાદાઓની ભારે સુસ્તી તથા આ પરિવર્ત્તન તલવારની ધારથી આગળ ચલાવવાની તેઓની જુસ્સા ભરેલી વારંવાર ઉશ્કેરાતી લાગણીઓ; આ સઘળી કસોટીઓ તેના શત્રુઓના હુમલા કરતાં પણ તેને માટે વધારે ભારે હતી, પરંતુ તે સઘળું તેણે સહન કર્યું, અને યુરોપમાં તેના મનના મનોરથ ફળ્યા ત્યાં સુધી તે જીવ્યો.

**લુથરની હિમ્મતનું ઉત્પત્તિસ્થાન ક્યાં હતું?**

લુથરની હિંમતનું ઉત્પત્તિસ્થાન ક્યાં હતું? પહેલાં તો તે એક બીકણ છોકરો હતો. એ તો ઓછાબોલો અને ગરીબ તથા મઠમાં ભરાઈ રહેનારો અને એક નમ્ર છોકરો હતો. ત્યાર પછી આપણે તેને લાંબા પ્રાચીન કાળથી ચાલતી આવેલી જૂઠી વાતો વિરૂદ્ધ ઉતરતો જોયો. વળી આપણે તેને શત્રુઓનો દ્વેષ તથા ધમકીઓ અને મિત્રોની ગેરવ્યાજબી પૂઠ તથા ખુશામતનો પણ ધિક્કાર કરીને તેઓની સામે થતો જોયો. ઈંગ્લાંડનો રાજા હેન્રી આઠમો, કે જેણે એક વખતે તેના પરિવર્ત્તનની પૂઠ પકડી હતી તેની સામે થતાં પણ આપણે તેને જોયો છે. વળી એક બીજી વખતે જ્યારે રોમના પાપાએ તેની વિરૂદ્ધ 'બુલ' નામનો એક દસ્તાવેજ કાઢયો, ત્યારે તેને જાહેરમાં બાળી દેતાં તથા તેને ધિક્કારી કાઢતાં આપણે તેને જોયો છે. વળી શહેનશાહની હજુરમાં તથા ત્યાં એકત્ર મળેલા શાહજાદાઓ, રાજ્યાધિકારીઓ અને યુરોપના મહાન ધર્માધ્યક્ષો એ સઘળાની તહેનાતમાં વજ્રસમ છાતીથી અને અડગ ખડકની માફક આપણે તેને ઊભો રહેતાં જોયો છે. આ બધું જાણીને આપણે આ પ્રશ્ન પુછતાં વિસ્મીત થઈએ છીએ કે,—આ એક સાધારણ ગામડીયાની—આ એક ધ્રુજતા, બીકણ માણસની શારીરિક અને આત્મિક હિંમત હરકયુલીસ રાક્ષસના જેટલી કેમ કરીને થઈ ગઈ હશે? આ પ્રશ્નનું તે પોતેજ નિરાકરણ કરે છે. આ અદ્‌ભુત શૂરાતન તેણે પ્રાર્થના, પરમેશ્વરનાં વચન અને દેવ એકલાનાજ આધારે કરીને મેળવ્યું. "હું ખાતરીપૂર્વક એવું કહું છું કે, મારી પ્રાર્થના શેતાનના કરતાં પણ વધારે શક્તિમાન છે. જો એમ ન હોત તો લુથરે ક્યારનોએ કોઈ બીજો રસ્તો લીધો હોત. આવું છતાં પણ પરમેશ્વર મારી વતી જે અદ્‌ભુત કાર્યો અને ચમત્કારો કરે છે, તે માણસો માનશે નહિ.

જો હું માત્ર એકજ દિવસ પ્રાર્થના ન કરૂં, તો વિશ્વાસરૂપી અગ્નિની મારે એક મોટી ખોટ વેઠવી પડે. જો હું દરસવારે બે કલાક પ્રાર્થના ન કરૂં તો શેતાન આખો દિવસ મારા પર જય મેળવે છે." ઈશ્વરનો આભાર માનો કે તેજ પ્રાર્થનામય જીવન, તેજ શાસ્ત્રનાં સત્ય વચનો અને તેજ અવિનાશી પરમેશ્વર જેવી રીતે ચારસેં વર્ષ પર લુથરને પ્રાપ્ત થયાં હતાં તેજ પ્રમાણે આજે આપણને પણ છે.

**વિજયી લુથર.**

લુથરનું કાર્ય હવે પુરૂં થઈ ગયું. તે તેની જન્મભૂમિ એસ્લેહેનમાં પાછો આવ્યો છે, અને ત્યાંજ તે હવે મરવાની તૈયારીમાં છે. દુનિયાનો ત્યાગ કરવાની ઘડીએ તેને તેના જીવનની બધી વાતો યાદ આવે છે. થોડીજ વારમાં તે આખી દુનિયાના ઇન્સાફી પરમેશ્વરની હજુરમાં આ દેહમાં કરેલાં કાર્યોનો જવાબ આપવાને ખડો થઈ જનાર છે. શું આવા પ્રસંગે તે તેની હિંમત હારી જશે? તેની મરતી વખતની પ્રાર્થના તરફ જુઓ, સાંભળો! "આકાશવાસી પિતા, સનાતન કૃપાળુ પરમેશ્વર, તેં તારા પ્રિયપુત્ર અમારા તારનાર ઈસુ ખ્રીસ્તને મારી આગળ પ્રગટ કર્યો છે. તેનાજ સંબંધી મેં લોકોને શિખવ્યું છે. તેનેજ મેં અંગીકાર્યો છે, અને જેની દુષ્ટો સતાવણી, અપમાન તથા નિંદા કરે છે, તેનેજ મેં મારા તારનાર તથા ખંડી લેનાર તરીકે માન્યો છે. આ મારા પામર આત્માને તું તારી પાસે લે." ત્યાર પછી તેના મિત્રોમાંના બે જણે તેને એક ગંભીર સવાલ પુછ્યો. "પુજ્ય પિતાશ્રી, શું તમે ખ્રીસ્ત તથા જે સિદ્ધાંત તમે હમેશ શિખવ્યો છે, તેમાં મૃત્યુવશ થાઓ છો?" ત્યારે આનંદમય "હા" શબ્દમાં તે જવાબ આપીને બોલ્યો કે, "બાપ, હવે હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું." ૧૫૪૬ ના ફેબ્રુઆરીની અરાઢમીએ કંઈ પણ સંતાપ સિવાય તે શાંતિથી પરલોક વહી જાય છે. આ યોદ્ધો પોતાનાં શસ્ત્રો ઉતારે છે, અને જીત પામેલો હોવાથી મુગટ ઉંચકી લે છે.

જે. એન. વેસ્ટ.

# પ્રકરણ ૨ જું.

## JOHN WESLEY, THE MAN WHO DID EXPLOITS.

## પરાક્રમવાળાં કામ કરનાર જૉન વેસ્લી.

### "ખ્રીસ્ત વડે હું સઘળું કરી શકું છું."

**જૉન વેસ્લીની પંક્તિ.**

આ મહાત્માએ એક વખતે એવું કહ્યું કે, "જેઓ પાપ સિવાય બીજા કશાથી બીતા નથી, અને પરમેશ્વર સિવાય જેઓને બીજી કશી તૃષ્ણા નથી એવા એકસો ઉપદેશકો મને આપો, પછી તેઓ પાદરી હોય કે સાધારણ માણસો હોય કે ગમે તે હોય, તેઓજ માત્ર નર્કનાં દ્વારોને હચહચાવી નાંખશે અને સ્વર્ગીય રાજ્યનું આ પૃથ્વી પર સંસ્થાપન કરશે." મેથોડિસ્ટ પંથનો જ્યારથી આરંભ થયો ત્યારથી માંડીને અદ્યાપિ પર્યંત તે પંથના લોકોમાં આ જુસ્સો મુખ્ય પદ ભોગવે છે. નર્કનાં દ્વારોને હચહચાવી નાખવામાં આવ્યાં છે, સ્વર્ગીય રાજ્યના કામની અનુપમ પ્રગતિ થઈ છે, અને પરમેશ્વરના આ માણસના પ્રતાપથી જાણે કે દુનિયા ઊંધીચતી કરી નાખવામાં આવી છે. ઇંગ્લાંડના બધા પ્રતિષ્ઠિત પુત્રોના કરતાં જૉન વેસ્લીનો ઇતિહાસ વધારે અગત્યનો છે, અને દુનિયાના કોઈ પણ રાજકીય અથવા સામાજીક સમાજોએ દુનિયાને કરેલી સેવા કરતાં તેનાથી સ્થપાએલા સમાજે વિશેષ કર્યું છે.

પોતાને ઘેર પોતાની બાલ્યાવસ્થાના વખતે વેસ્લી નસીબદાર હતો. તે કુળવાન હતો, કારણ કે તેનાં માતપિતા બન્ને ઉચ્ચ કુળનાં હતાં. તેનો પિતા સેમ્યુએલ વેસ્લી મદદનીશ પાદરી હતો. તે એક મહા બુદ્ધિવાન અને ધર્મચુસ્ત પુરૂષ હતો. વળી તેની માતા સુસાન્ના વેસ્લી એક ઘણીજ આત્મિક બાઈ હતી. તે દર સવારે અને સાંજે ખાનગી પ્રાર્થનામાં તથા ઈશ્વરના ચિંતનમાં એક કલાક નિયમિતપણે ગાળતી. તેણીના જીવનની અને શિક્ષણની અસર વેસ્લીયન બાળકો ઉપર અને ખાસ કરીને જૉન વેસ્લી પર જીંદગી પર્યંત ટકી રહી. તેણીએ પોતાનાં બાળકોને બોલીમાં વિનય તથા સભ્યતા રાખવાનું અને રડવાનો પ્રસંગ આવે ત્યારે ધીમે રહીને રડવાનું તથા શિક્ષાથી ડરવાનું શિખવ્યું. જો કોઈ છોકરૂં કોઈ ચીજ રડીને લેવા માગે તો તે બાઈ તેને આપતીજ નહિ ; જો છોકરૂં કરેલો ગુન્હો કબુલ કરતું તો તે તેને શિક્ષા કરતી નહિ. જમણના વખત સિવાય બીજા કોઈ વખતે છોકરાંને કદીએ કાંઈ પણ ખાવાનું આપવામાં આવતું નહોતું. સઘળાંને આઠ વાગે સુવાડવામાં આવતાં હતાં. વાંચતાં

લખતાં બરાબર શીખ્યા અગાઉ કાઈ છોડીને કદી પણ સીવતાં શિખવવામાં આવતું નહોતું. છોકરાં દશ વર્ષનાં થાય ત્યાં લગી તેમની મા તેમને દર સવારમાં ૯ થી ૧૨ અને બપોરે ૨ થી ૫ સુધી પોતાના ઘરમાં શિખવતી. તેઓ ગીત ગાઇને નિશાળ શરૂ તથા બંધ કરતાં. કોઈ પણ છોકરૂં પાંચ વર્ષનું થયા વિના તેને મૂળાક્ષર શિખવવામાં આવતા નહોતા, અને જ્યારે તે શિખવવામાં આવતા ત્યારે એક દિવસમાંજ. તેઓને રહેવાનો ઓરડો તેઓ ઘર, દેવળ અને નિશાળ તરીકે વાપરતાં, અને જાણે વખતપત્ર પ્રમાણે રહેતાં હોય તેમ તેઓ આખા ઘરનું કામ કરતાં. આ સઘળાનું પરિણામ એ આવ્યું કે આઠ વર્ષની ઉંમરથીજ જૉન વેસ્લી ધાર્મિક બન્યો. આટલી ઉંમરે તેના સ્વભાવનું ગાંભીર્ય અને ધર્મની બાબતો શિખવાની તથા કરવાની તેની તત્પરતા એવી તો હતી કે, તેના પિતાએ તેને પ્રભુભોજનનો સંસ્કાર પાળવા દીધો. જેમ તે મોટો થતો ગયો તેમ તે ચાલાક, મહેનતુ, નિયમિત, કરકસર કરનાર અને ગંભીર બનતો ગયો.

**વેસ્લીનાં માબાપ..**

વેસ્લીની બાલ્યાવસ્થામાં બનેલો એક બનાવ યાદ રાખવા જોગ છે, કારણ કે તેથી જે અસર તેના પર થઈ હતી તે, તે જીવન પર્યંત ભુલ્યો નહિ, અને તે વાત પર હમેશ વિચાર કર્યાં કરતો હતો. જ્યારે તે ૭ વર્ષનો હતો, ત્યારે કેટલાક તોફાનીઓને તેના પિતાના ચોખા ઉપદેશથી લાગી આવ્યું અને તેથી તેઓએ તેના ઘરને આગ લગાડી.* જ્યારે લોકોએ આગ જોઇને બૂમાબૂમ કરી મૂકી ત્યારે વેસ્લીના આખા કુટુંબે બહાર નાસી આવવાની ઉતાવળમાં ને ઉતાવળમાં જૉનને સાથે બહાર લઈ જવાનું ભૂલી જતાં મેડા પર ઊંઘતોજ રહેવા દીધો. તેનો બાપ તેને નીચે લઈ આવવાને દાદરા ગમ દોડયો પરંતુ તે દાદરો તો બળીને ખાખ થઈ ગએલો તેણે જોયો. તેથી તેણે છોકરાને જીવવાની બધી આશા મૂકી દીધી. પછી તે ઘુંટણે પડ્યો અને તેના બાળકનો આત્મા પરમેશ્વરને સુપરત કર્યો. એવામાં જૉન આ ઝગઝગાટ પ્રકાશથી જાગી ઉઠ્યો અને બારણેથી નાસી છૂટવાને કોઈ ઈલાજ નહિ જોયાથી બારી પાસે એક ખુરસી હતી તે પર ઊભો રહીને તે મદદને માટે બૂમો પાડવા લાગ્યો. સીડી તો ત્યાં નહોતી પરંતુ ઘર નીચું હતું. એકત્ર મળેલ લોકોના ટોળામાંથી એકે કોઈ બીજાને પોતાના પર ચઢાવ્યો. આ ઉપલા માણસે બારીમાંથી જૉનને ઉંચકી લીધો અને એ પ્રમાણે તેને બચાવ્યો. છોકરો જેવો નીચે આવ્યો કે તરતજ તે ઘરનું છાપરૂં નીચે તુટી પડયું. તેના પિતાએ ત્યાંજ ઘુંટણીએ પડીને પોતાના પડોશીઓ સાથે ઈશ્વરનો ઉપકાર માન્યો, કારણ કે, જો કે ઘરનો નાશ થયો તોપણ તેનાં આઠે બાળકો સહીસલામત હતાં. આ બનાવથી જૉન આગળ

**બાલ્યાવસ્થાના મરણમાંથી છૂટે છે.**

---

* કુન્સકૃત મેથોડિસ્ટ મંડળીના લઘુ ઇતિહાસમાં જુઓ.

જતાં એક અલૌકિક છોકરો નીવડયો, અને ત્યારથી તેની માતા વિશેષ કાળજીપૂર્વક તેની સંભાળ લેવા લાગી. છ વર્ષનું કોઈ પણ બાળક આવો બનાવ કદી પણ વિસરી શકે નહિ.

વેસ્લીની માએ જે ઘર કેળવણી તેને આપી હતી તેનાં સ્વાભાવિક પરિણામો વેસ્લી પર ઉદ્ભવ્યાં. થોડાજ વખતમાં જૉન વેસ્લી ઑકસફર્ડની યુનિવર્સિટિમાં દાખલ થયો, અને ત્યાં તેણે બી. એ. તથા એમ. એ.ની ડિગ્રીઓ મેળવી. ઑકસફર્ડમાં બીજા વિદ્યાર્થીઓ કરતાં તેનું વિદ્યાર્થીજીવન કંઈ જુદુંજ હતું. તેનો ભાઈ ચાર્લ્સ વેસ્લી તથા તેનો મિત્ર વ્હાઈટ-ફીલ્ડ અને તે પોતે પાઠશાળાની ક્ષુલ્લક બાબતો છોડી દઈને એક ખાનગી ઓરડીમાં ગાવા, પ્રાર્થના કરવા, સત્ય શાસ્ત્રનું અધ્યયન કરવા તથા પવિત્રતામાં એકમેકની મદદથી મજબૂત થવા એકત્ર મળતા. જૉન વેસ્લી એક કે બે કલાક પ્રાર્થનામાં ગાળતો, બંદીખાનાની મુલાકાત લેતો અને જેટલો પૈસો તેને મળે તેટલો તે બીજાઓને આપી દેતો; તે ઘણીજ કરકસરથી રહેતો અને પોતાના જીવન વિષે તે ઘણા ગંભીર વિચાર રાખતો. ઑકસફર્ડનું ધાર્મિક જીવન તે પ્રસંગે ઘણુંજ હલકું હતું અને તેને સુધારવામાં તેનું નમુનારૂપી જીવન ઘણુંજ સાધનભૂત નીવડયું, અને પાશેરામાં પહેલી પૂણીના જેવી આ ત્રણ જણની પવિત્ર ટોળીથી મેથોડિસ્ટ મંડળીનાં બીજ રોપાયાં. ઑકસફર્ડની પાઠશાળાના જુવાન માણસોએ માંહોમાંહે મળીને એક "પવિત્ર કલબ" ઊભી કરી. આ નાની કલબ દરેક બાબતમાં ઘણીજ નિયમિત રહેતી. અને તેથી તેઓને "મેથોડિસ્ટ" એવું નામ આપવામાં આવ્યું.

**ઑકસફર્ડમાંનું તેનું જીવન-વૃત્તાન્ત.**

જૉન વેસ્લીનો ધર્મ આટલે સુધી પણ માત્ર બાહ્ય ઠાઠવાળોજ હતો. ધર્મનો અનુભવ તે સ્વનકાર કરીને શોધતો હતો. મોરેવિયન કરીને લોકોની સાથે તેણે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ સુધીની દરિયાઈ સફર કરી હતી, અને તેમની સાથે સંબંધમાં આવવાથી તેને ધર્મના અનુભવ વિષેના વિચારો થવા લાગ્યા. દરિયામાં થએલા ભારે તોફાનથી જૉન અને તેનો ભાઈ ચાર્લ્સ ઘણાજ ભયભીત બની ગયા, પરંતુ પેલા મોરેવિયન લોકો જેઓ ખ્રીસ્તી હતા તેઓ તો દેવની સ્તુતિનાં ગીતો ગાવા લાગ્યા. પછી તોફાન જ્યારે શાંત પડયું ત્યારે જૉને તેમને પૂછ્યું કે, "તમે તોફાન વખતે એટલા બધા શાંત અને નિડર કેવી રીતે રહ્યા?" ત્યારે તેઓએ કહ્યું કે, "અમે તો બચેલા છીએ માટે મરણથી અમે બીતા નથી." પરંતુ જ્યોર્જીયામાં જ્યારે તેને એક મોરેવિયન ઉપદેશકે તેના બચાવ વિષેના જાતિ અનુભવ સંબંધી પુછયું ત્યારે તેના પર તેની આત્મિક જીંદગીનો બારીક પ્રસંગ આવ્યો. આ પ્રશ્નથી ખરો ખ્રીસ્તી અનુભવ મેળવવા

**અનુભવ સંબંધીનું તેનું સંશોધન.**

તે સખ્ત પ્રયાસ કરવા લાગ્યો. અને એમ કરતાં આખરે પીટર બૉલરની મદદ વડે આલ્ડર્સગેટ સ્ટ્રીટની એક નાની ઓરડીમાં ૧૭૩૮ના મે માસની ૨૪મીએ તેને તેના અંત:કરણમાં જાણે કોઈ ઓરજ હુંફ વળી હોય એમ લાગ્યું અને દેવ પ્રેમથી મારી બક્ષે છે એવી તેના મનમાં જાણ થઈ.

જે પુસ્તકો તેને આત્મિક રીતે મદદનીશ હતાં તથા જેનાથી તેને ખ્રીસ્તી જીવનના ઊંડા સત્ય સંબંધી વિચારવાનું મન થયું, તે જેરમી ટેલરનું "પવિત્ર જીવવું અને પવિત્ર મરવું" તથા વિલ્યમ લૉઝનું "ખ્રીસ્તી સંપૂર્ણતા" અને "ગંભીર તેડું" હતાં. જ્યારે તેને એવો અનુભવ થયો કે મારૂં પૂર્ણ તારણ થયું છે ત્યારે તેની જીંદગી સંપૂર્ણ બદલાઈ ગઈ. તેની નિર્બળતા સબળતા થઈ ગઈ, અને આ પછી તેની જીંદગી પરાક્રમી કામોવાળી બની ગઈ, અને આથી તેની જીંદગીના ઇતિહાસના પંથમાં પણ ફેરફાર થયો. ખ્રીસ્ત પરના વિશ્વાસે કરીને તેના હૃદયમાં જે પ્રકાશ ચમકયો હતો તે વિષે ફરીફરીને તે ઉપદેશ કરવા લાગ્યો. હર્નહટના મોરેવિયન લોકોના સંસ્થાનની મુલાકાત લીધાથી તથા ત્યાંના પવિત્ર માણસોના સહવાસથી તેનો વિશ્વાસ તથા અનુભવ દૃઢ થયાં, અને તેને તો "મંડળીના નિયમો અને રીતભાતો"ના કરતાં "ખ્રીસ્તી ધર્મ અને આધ્યાત્મિકપણાનો આનુભવિક ભાગ" વધુ અગત્યનો લાગ્યો.* આ વખતથી માંડીને તે, વિરૂદ્ધતા તથા સતાવણીથી ન બીતાં નિરંતર ઉપદેશ કરવા લાગ્યો.

**અનુભવની તેની જીંદગી પર અસર.**

તે દરરોજ સવારે તથા સાંજે પાંચ વાગે ઉપદેશ કરતો હતો. પોતાની નોંધપોથીમાં તેણે એમ લખ્યું છે કે, એક વર્ષમાં મેં લગભગ આઠસેં ઉપદેશ કર્યા છે, અને લોકો મારી વાતો સાંભળવાને જથાબંધ એકત્ર મળતા. જ્યારે દેવળમાંથી તેને કાઢી મૂકવામાં આવતો અથવા કોઈ ઇમારતોમાં ઉપદેશ કરવાની તેને મના કરવામાં આવતી, ત્યારે તે ખુલ્લી જગ્યાઓમાં ઉપદેશ કરતો. ઍપવર્થના સિંહાસન પર એક વખતે જ્યારે તેને ઉપદેશ માટે ચઢવા દેવાની ના પાડવામાં આવી ત્યારે તેના પિતાની કબર પરના પત્થર પર ઊભા રહીને તેણે એક ખીચોખીચ મળેલા સમુદાયને મહા સામર્થ્યથી ઉપદેશ કર્યો.

વેસ્લી એકંદરે એટલું બધું તો કામ કરતો કે આપણે તો જોઈને સ્તબ્ધ બની જઈએ. આ પ્રમાણે નિરંતર કામ કરતાં તે થાકતો નહિ, તથા કશી પણ બાબતને તે આડે આવવા દેતો નહિ. તે, વેળાએ અને કવેળાએ કામજ કરતો. ટાઢ, તાપ કે વરસાદને તે ગાંઠતો નહિ. દર વર્ષે ઘણું કરીને તે ૪૫૦૦ માઇલની મુસાફરી કરતો અને આ મુસાફરી કરવાનું કામ તે સિત્તેર વર્ષનો થયો ત્યાં સુધી ચાલુ રાખ્યું. આ પ્રમાણે મુસાફરી કરતાં એક દહાડે બે કે ત્રણ અને કોઈ

---

*કુન્સફૂત મેથોડિસ્ટ મંડળીના લઘુ ઇતિહાસમાં એ પ્રમાણે લખેલું છે.

વખતે તો ચાર સભાઓ તે ચલાવતો. તે ઘણુંજ થોડું ઊંઘતો, અને તોપણ એક વખતે સ્કૉટ્લાંડમાં લગભગ ૯૦ માઇલની મુસાફરી કર્યાં પછી તેણે કહ્યું કે, "મને બિલકુલ થાક લાગી નથી." આ મુસાફરી સંબંધી તે પોતાની નોંધપોથીમાં એમ લખે છે કે, "મેં ઘણીએ શ્રમિત મુસાફરીઓ કરી છે, પરંતુ આના જેવી તો મેં કદી કરી નથી. એ મુસાફરી તો મેં પવન અને વરસાદ, હિમ અને બરફ તથા કરાંની વૃષ્ટિ અને કડકડતી ઠંડીમાં કરી છે." આવી સખ્ત ઋતુ હોવા છતાં પણ તેણે ૭ દિવસમાં ૨૮૦ માઇલની મુસાફરી કરી હતી. મરણની છેલ્લી ઘડી આવે ત્યાં સુધી ફરીફરીને ઉપદેશ કરનાર તે હતો. ઉપદેશકનું કામ તેણે ૫૦ વર્ષ કર્યું તે દરમિયાન તેણે ૨૫૦,૦૦૦ માઇલ કરતાં પણ વધુ મુસાફરી ઘણું કરીને ઘોડા ઉપર બેસીને કરી હતી, તથા તેણે લોકોને ૪૨૦૦૦ કરતાં વધારે ઉપદેશો કર્યાં હતા. મેથેડિસ્ટ મંડળી તો ફરી ફરીને બોધ કરનાર મંડળી છે, અને તેના સ્થાપનારે તે વિષે તેનો બરાબર યોગ્ય નમુનો મૂકયો છે, માટે તેના બધા અનુયાયીઓએ તેનું અનુકરણ કરવું જોઇએ.

**તેની ઉત્તમ કાર્યદક્ષતા.**

લેકી કરીને એક મહાન ઇતિહાસકર્તા, વિશ્વવિખ્યાત મેથેડિસ્ટ મંડળીના સંસ્થાપક જૉન વેસ્લી સંબંધી એમ કહે છે કે, "આલ્ડર્સગેટ સ્ટ્રીટમાં ભરાએલી એક નાની સભા જેમાં જૉન વેસ્લીનું બદલાણ થયું હતું તે સભા અંગ્રેજી ઇતિહાસની વાતોમાં એક ઘણી નામાંકિત વાત તરીકે ગણાય છે, અને વેસ્લી અને તેના અનુયાયીઓનાં ભાષણોએ કરીને ઇંગ્લાંડમાં જે ધાર્મિક પરિવર્ત્તન થયું તે, પિટે દરિયા અને જમીન ઉપર મેળવેલી નામાંકિત જીતોના કરતાં વધુ ઐતિહાસિક અગત્યનું છે.

જૉન રીચર્ડ ગ્રીન તેની બનાવેલી "ઇંગ્લીશ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ" કરીને એક ચોપડીમાં વેસ્લી તથા તેના કામ સંબંધી એવું લખે છે કે, "તે કામ કરતાં કદી થાકે નહિ એવો ઉદ્યમી, શાંત વિચારનો, બીજા પર જેનો ભારબોજ પડે એવો, કોઈ સમાજ કે મંડળ ચલાવી શકે એવો, ધીરજવાન તથા વિવેકી હતો. વળી તેની તૃષ્ણાઓ બાદશાહી હતી અને આથી કરીને લોકોમાં નરેશ તરીકે તે પંકાયો. તેનાં કુદરતી દાનોનું વલણ એક સદા ટકે તથા નિરંતર કામમાં આવે એવો એક ધર્મસમાજ ઉઘાડવા તરફ હતું. મેથેડિસ્ટ લોકોના જુદા જુદા વર્ગ પાડવામાં આવ્યા હતા. તેઓ પ્રેમભોજનમાં એકઠા થતા અને તેમનામાંથી અયોગ્ય સભાસદોને કાઢી મૂકી મંડળને હમેશ એબહીન રાખતા હતા. આ વર્ગોનું ધાર્મિક કામ ઠરાવેલા પાદરીઓ તથા ફરતા ઉપદેશકો વારાફરતી ચલાવતા અને તેમનું આખું મંડળ પાદરીઓની એક કોન્ફરન્સથીજ માત્ર ચલાવાતું હતું."

**બે ઇતિહાસ-કર્તાઓએ કરેલી પ્રશંસા.**

પહેલાં તો તેણે નાના નાના સમાજો સ્થાપ્યા. પરંતુ પાછળથી લોકો પર દેખરેખ રાખવા તથા વહિવટ કરવા, પેલા સમાજોની સરકટો કરી દેવામાં આવી અને પ્રત્યેક સરકટ પર ખાસ અમલદારો નિમવામાં આવ્યા. લોકોના વર્ગોને માટે આગેવાનોની આવશ્યક્તા હતી, અને આ આગેવાનોથી એક "આગેવાનોની મંડળી" બનાવવામાં આવી. આ મંડળીની ફરજ સભાસદોની કેળવણી પર તપાસ રાખવાની હતી. ચૅપલ અથવા ભજનગૃહ પર સુપ્રતદારોને ઠરાવવામાં આવ્યા, અને આના પરિણામે સુપ્રતદારોની પરિષદો સ્થપાઈ.

**સમાજો તેણે કેવી રીતે સ્થાપ્યા.**

વળી તેમની દેખરેખ નીચે મંડળીની માલમિલકત મૂકવામાં આવી. મંડળીના પૈસા પર દેખરેખ રાખવાને કારભારીઓની જરૂર હતી. અને આ પ્રમાણે આ આગેવાનો, કારભારીઓ, સુપ્રતદારો ઇત્યાદિની એક ત્રિમાસિક કૉન્ફરન્સ ઠરાવવામાં આવી. ઘણી મંડળીઓનું કાર્યક્રમ ચલાવવામાં કદાપિ આવી ઘણીજ ફાયદાકારક ત્રિમાસિક કૉન્ફરન્સ ભરવાની રીત પહેલાં ખોળી કાઢવામાં નહિ આવી હોય. રફતે રફતે સરકટો એટલી બધી તો વધી ગઈ કે તેનું કામ ચલાવનારી એક મૂળ સંસ્થાપનાની જરૂર પડી, અને તેથી કરીને હાલમાં કહેવાતી કૉન્ફરન્સનો ઉદ્‌ભવ થયો. હાલમાં જે બંધુત્વ, પ્રાર્થનાસભાઓ તથા કૉન્ફરન્સો જોવામાં આવે છે, વળી જે કાયદા કાનૂનો મુજબ કામ ચાલ્યું જાય છે, અને તેનાથી જે ફતેહ તથા ફાયદા પ્રાપ્ત થાય છે તે સર્વ વેસ્લીએ તેનું કામ કેવું સદા ટકાઉ કર્યું છે, તથા તેને સમાજ બાંધવાનું દાન હતું તે બતાવી આપે છે.

કુદરતથીજ તેનું શરીર મજબૂત હતું, અને પાઠશાળામાં તે જ્યારે શિખતો હતો ત્યારે પણ પોતાના શરીરની તે ઘણીજ સંભાળ રાખતો હતો, તેથી ડૉ. ફ્રીચેટ તેના વિષે લખે છે કે, "તેના ઘટ્ટ અને વળી શકે તેવા શરીરમાં ઇંડિયા રબરના જેવી કઠણતા હતી.* તે ઉપદેશ કરવામાં નિરંતર ઘણો મચ્યો રહેતો હતો, અને અથાગ પરિશ્રમ કરતો હતો. તેના ઉપદેશની શ્રોતાજનો પર કેવી અસર થતી તે સંબંધી તેના જીવનવૃત્તાન્તના લેખકોમાંનો એક એમ લખે છે કે, "તેના ઉપદેશથી ઘણા તો બેભાન થઈ ભૂમિ પર પડી જતા, અને કોઈ કોઈ વખતે તો આખાં મંડળો ઘાંટો કાઢીને મોટેથી રડતાં હતાં."†

વેસ્લીને તેના સુવાર્તિક કામમાં બિલકુલ એશઆરામ નહોતો. તેને વેઠવાની વિરૂદ્ધતા તથા સતાવણીઓ તો પુરેપુરી હતી. તેના મિત્રોએ તેને તજી દીધો અને તેના સાથી કામદારો તેના પ્રત્યે બેવફા નીવડ્યા. લોકોનાં

---

* "વેસ્લી અને તેની સદી" નામના પુસ્તકમાં એ પ્રમાણે લખેલું છે.

† Koons, in Junior History of Methodism.

ટોળાં તેના પર પત્થર ફેંકતાં અને વિદ્વાનો તેને ધિક્કારતા. પાદરીઓ તેને ધર્માંધ કહી તેનું અપમાન કરતા, અને કોઈ કોઈ પ્રસંગે તો જેઓને તેણે પાપ અને મૃત્યુથી બચાવ્યા હતા તેઓ તેની વિરૂદ્ધ ઉઠતા. લોકો હજારો રીતે તેના દિલને દુ:ખી કરતા હતા. "મેથોડિસ્ટ લોકો"ના ટટ્ટા તથા તેમની સતાવણીઓ કરવામાં આવતાં, અને જેઓ મેથોડિસ્ટ થતા હતા તેઓની જીંદગી ઘણી ધિક્કારપાત્ર અને હલકી ગણાતી. આયર્લાંડમાં એક વખતે મેથોડિસ્ટના એક સમગ્ર મેળાવડા પ્રસંગે એક સ્ત્રીને ઉશ્કેરાએલા લોકોના ટોળાએ લગભગ મારી નાખી, અને આ નીચ કૃત્ય વિરૂદ્ધ મદદ કરનારાઓમાંના એકને મનમાં ઘણું લાગી આવવાથી તે મરી ગયો. પરંતુ જૉન વેસ્લી તો "ઇશ્વરમાં તથા તેના સામર્થ્યના બળમાં દઢ રહ્યો." "સર્વ કરતાં ઉત્તમ વાત એ છે કે, દેવ આપણી સાથે છે," આ તેની હમેશની એક કહેણી હતી અને પરમેશ્વર તેની સાથેજ છે એ વિષે તેને કેટલી બધી ખાતરી હતી એ આ કહેણી સાબિત કરી આપે છે. કોઇ એકે એવું કહ્યું છે કે, "ઇચ્છા એ માણસના આચરણના મૂળમાં રહે છે, અને તે માણસનાં આચરણ ઘડે છે." અને આ વાત પ્રમાણે વેસ્લીયન કુટુંબ આ ઇચ્છા—મરજીની બાબતમાં સારી રીતે આશીર્વાદિત થયું હતું. જૉન વેસ્લી દૈવી આત્માથી શુદ્ધ થએલી તેની દૃઢ ઇચ્છા, નિશ્ચય તથા અચળ ખંત સહિત આવી વિરૂદ્ધતા સામે ખડો રહી એમ કહી શકતો હતો કે, "જયારે દેવ આપણા પક્ષનો ત્યારે આપણી સામો કોણ ?"

**વિરૂદ્ધતા પર વિજય મેળવે છે.**

મેથોડિસ્ટ મંડળી માત્ર ઈંગ્લાંડમાંજ ફેલાઈ એમ નથી, પણ સ્કૉટ્લાંડ, આયર્લાંડ અને આટ્લાંટિક મહાસાગરની પેલી મેર અમેરિકામાં પણ તેનો બહોળો વિસ્તાર થયો, અને હાલમાં તેની શાખાઓ આખી દુનિયામાં જોવામાં આવે છે. અને એ પ્રમાણે મેથોડિસ્ટ મંડળી એક વિશ્વવિસ્તૃત સંસ્થા થઈ ગઈ છે. અમેરિકામાં તેનો પ્રશંસાપાત્ર પ્રચાર થયો અને ત્યાર પછી થોડાં વર્ષમાં તે ઉત્તર, દક્ષિણ, પૂર્વ તથા પશ્ચિમમાં ફેલાઈ ગઈ. કેનેડામાં તેણે મજબૂત પાયો નાખ્યો, અને અમેરિકાનાં સઘળાં જાણીતાં સ્થળોમાં મેથોડિસ્ટ મંડળી સ્થપાઈ. જનરલ કૉન્ફરન્સ જે હાલ આ સમસ્ત મંડળીના કાયદા કાનૂનો ઘડે છે તે ઈ. સ. ૧૭૮૨માં યુનાઇટેડ સ્ટેટ્સના બાલ્ટીમોર શહેરમાં પહેલવહેલી ભરાઈ હતી. એક અમેરિકન લેખક મેથોડિસ્ટ મંડળીના કામ વિષે લખતાં એમ કહે છે કે, "આખી દુનિયામાં તો કોણ જાણે, પણ આ ખંડમાં, લોકોના આત્માનો ઉદ્ધાર કરવામાં આ સંસ્થા એક કાર્ય સાધનભૂત નીવડી છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં અમેરિકન મેથોડિસ્ટ મંડળી એ, પ્રોટેસ્ટંટ લોકોનું મોટામાં મોટું મંડળ છે.

**મેથોડિસ્ટ મંડળીનો પ્રચાર.**

વેસ્લીના જીવન અને કામની અસર વિશ્વવિસ્તૃત છે. "હાલમાં લોકો વ્યવહારિક રીતે જનમંડળને કોઈ રીતે ફાયદો કરી શકે એવી ભાગ્યેજ કોઈ રીત હશે કે જે વેસ્લીએ અમલમાં આણી નહિ હોય." અને આ પ્રગતિ પામતી હીલચાલ કે જે જૉન વેસ્લી જેવા લક્ષણવાળા પુરૂષે પ્રારંભી તેણે ફરીથી એકવાર ખ્રીસ્તી ધર્મને દુનિયાનો શિક્ષક કર્યો છે.*

**વેસ્લીની અસર.**

પાકી સમજ તથા જુસ્સાના આવેશથી તે ગુલામગીરીના ધંધા સામે થયો અને તેથી કરીનેજ આગળ જતાં લોકો ગુલામગીરીને "બધી જાતની હરામખોરીના એક સરવાળા" તરીકે ગણવા લાગ્યા. આ પ્રસંગે, આ માણુસે વિરૂદ્ધતા, સતાવણી તથા જ્ઞાતિ બ્હાર મુકાવાની ધમકી સામે છાતી ધરી અને તે બળ પર બળ પામી આગળ ધસ્યો. અને આ પ્રમાણે ઈ. સ. ના તેના વખતના સૈકામાં જે ભરતી ભરાઈ રહી હતી, તેને તેણે પાછી હઠાવી દીધી. લોકોને કહેવાના તેના સંદેશામાં મુખ્ય આ વાત હતી: "ઈશ્વિરી ઉદ્ધાર, માફીની ખાતરી, પાપથી તારણ થયું છે એવી હાજરાહજુર જાણ અને આ બધાંનો આધાર શાસ્ત્ર છે એવી તેની માન્યતા."

તેના વિષે ચાલતી આ નીચેની વાર્તા તેના ચાલચલણની એક બીજી વિલક્ષણતા દર્શાવે છે, અને તે આવાં વિરતાભર્યાં કાર્યો કેવી રીતે કરી શકયો તેની સારીપેઠે સમજણ આપે છે. એક વખતે જ્યારે તે ઉપદેશ કરતો હતો ત્યારે કેટલાએક દુષ્ટ માણસો તેને મારવાને પોતાનાં ખિસાંમાં પત્થર ભરીને એક ઝાડ પર ચઢ્યા. થોડીવાર પછી જૉન વેસ્લીએ પ્રાર્થના કરવા માંડી અને તે દરમિયાન "તેનો ચહેરો બદલાઈ ગયો," અને જાણે તે પૃથ્વી પરથી ઉંચકી લેવાયો હોય એમ દેખાયું. ઝાડ પર ચઢેલાઓમાંના એકે પોતાના મિત્રને કહ્યું કે, "તે મનુષ્ય નથી." પેલા મિત્રે પ્રત્યુત્તર દીધો કે, "હું નીચે જઈને જોઈ આવું." જાણે ખુદ સ્વર્ગ નીચે ઉતરી આવ્યું હોય એવું તેઓને લાગ્યું. વેસ્લી ખરેખરી દુનિયામાં રહેતો હતો, અને પરમેશ્વરની સતત પ્રત્યક્ષતા તથા તેના મિલાપની ખાતરી એ તેને મન દુનિયા હતી. ત્યારે તેનામાં એક જુસ્સાદાર અગ્રેસરપણાનાં ઉચ્ચ લક્ષણ હોય તેમાં શી નવાઈ? પરાક્રમી પ્રાર્થનાવાળા માણસો પરાક્રમી હોય છે અને વસ્તુઓને બદલી શકે છે. વળી પરમેશ્વર આગળ તેઓનું ચલણ-વલણ હોય છે."†

**તેનું આત્મિક બળ.**

જૉન વેસ્લી ઈ. સ. ૧૭૯૧ના માર્ચની બીજી તારીખે ૮૨ વર્ષની વયે લંડનમાં મરણ પામ્યો. તેના મૃત્યુ સમયના ભાગ્યાતુટયા શબ્દો સ્તુતિ અને પૂજ્યતાદર્શક ઉદ્ગારો હતા. તેણે કહ્યું કે, "વાદળાંથી પુષ્ટિ ટપકે છે. પરમેશ્વર

---

* Fitchett, in Wesley and His Century.

† E M. Bounds, in Power Through Prayer.

આપણી સાથે છે, યાકૂબનો દેવ આપણો આશ્રય છે." "હું સ્તવીશ,—હું સ્તવીશ"—આ પ્રમાણે આ મહાત્મા જેણે માત્ર ઇંગ્લાંડનેજ નહિ પણ આખી સૃષ્ટિને અસર કરી હતી તે વહી ગયો.

મેથોડિસ્ટ મંડળીના ઇતિહાસ સાથે વાકેફ જનોને તેની અદ્દભુત વૃદ્ધિ અને ખીલવણી જોઇને અચંબો ઉત્પન્ન થાય છે, કારણ કે આ સૈકામાં તે દુનિયામાંનાં સૌથી ઉન્નત ધાર્મિક મંડળોમાંનું એક છે. વળી આ વાત વિચારતાં આપણને વધારે અચંબો લાગે છે કે, વેસ્લી, તેના જમાનાના લોકોમાં જે ખાસ આવેશ હતો, તેની લેશમાત્ર પણ દરકાર ન કરતાં તેની વિરૂદ્ધ ઉઠયો, અને તેથી તે જનસમાજ બહાર મૂકાયો, સતાવાયો અને ધર્મના વિચારોમાં તે ધર્માંધ બની ગયો છે, એવો આરોપ તેના પર મૂકવામાં આવ્યો. આ જ્યારે જોઇએ છીએ તથા તેનું સ્મરણ કરીએ છીએ ત્યારે આપણને વિશેષ અજાયબી ઉત્પન્ન થાય છે.

**વેસ્લીના વખતની સદી.**

ઈ. સ. ની અરાઢમી સદી જેમાં વેસ્લી થઈ ગયો તે અંગ્રેજી ઇતિહાસમાં સૌથી ખરાબમાં ખરાબ સદી હતી, અને સર્વ પ્રકારે ઈંગ્લાંડના "ધર્મ સંબંધીના ઇતિહાસનો તે સર્વથી અંધકારમય સમય હતો."* મંડળી તદન સુસ્ત સ્થિતિમાં હતી, અને તેના આગેવાનો તથા અનુયાયીઓ બિલકુલ અજ્ઞાન અને સંસારી હતા. પ્રજાની વિવેકબુદ્ધિ તદન મૃત, હા, "બમણી મૃત" થઈ ગએલી હતી. આવા બારીક સમયે પરમેશ્વરે જૉન વેસ્લી નામના એક માણસને મોકલ્યો, અને તેને ઈંગ્લાંડના ધાર્મિક જીવનનું પુનઃસ્થાપન અથવા પુનઃયોજન કરાવવામાં વાપર્યો. તેના સમયનો ધાર્મિક ઇતિહાસ, તેણે જે મંડળી સ્થાપી તથા જે મહાન કાર્યો કરવાને પ્રયત્નો કર્યાં તથા ઈશ્વરી અનુમતિને આધારે તેમને પૂર્ણ કર્યા, તે સંબંધીનો છે. તેના જીવનવૃત્તાન્તના લેખકોમાંનો ડૉ. રીચેટ કરીને એક માણસ મેથોડિસ્ટ મંડળી વિષે એવું લખે છે કે, "વેસ્લીના મૃત્યુ પછીના એક સૈકામાં મેથોડિસ્ટ મંડળી તેને સ્થાપન કરનારના વખતમાં જેટલી મોટી હતી તેના કરતાં હાલમાં સોગણી મોટી થઈ છે." એવા રાજનીતિજ્ઞપુરૂષો અને રાજ્યકારભારીઓ થઈ ગયા છે કે જેઓએ રાજ્યકારોબારની બાબતમાં પોતાની પ્રજાઓને માટે અજાયબ જેવાં કૃત્યો કર્યાં છે; પરંતુ ધાર્મિક સૈન્યો તો રાજકિય અને સામાજીક સૈન્યો કરતાં ઉચ્ચતર છે. તેઓ પોતાના મહાન પરિશ્રમ વડે મનુષ્યની જીંદગીનાં મુળતત્ત્વોનો સ્પર્શ કરે છે. જે કાર્યનું રહસ્ય કેવળ આત્મિક વાતમાં સમાએલું છે તે કામ અનંતકાળ સુધી તેજોમય રહે છે. જૉન વેસ્લીએ પોતાના જમાનામાં ધર્મના મહાન કામને જગાડયું તેટલા માટે ઈંગ્લાંડના કોઇ પણ રાજ્યકારભારી અગર રાજ્યનીતિજ્ઞ પુરૂષ કરતાં તેણે ત્યાંની પ્રજાના જીવનને માટે વિશેષ કર્યું છે.

---

* R. Barclay. Religious Society of the times of the Commonwealth.

જૉન વેસ્લીએ જે મંડળી સ્થાપી છે તે પોતેજ તેનાં "વીરકર્મોનો એક ચિરસ્થાયી સ્મરણસ્તંભ છે." તેનો ફેલાવો ઈંગ્લાંડમાંજ નહિ બલ્કે આખી દુનિયામાં છે. તેની સંસ્થાપના તથા વ્યવસ્થા તેના કાયદા કાનૂનો તથા તેનો કારોબાર આ સઘળું એમ સાબિત કરે છે કે, તેને એક અજબ મગજ હતું અને આવું ડહાપણ ને બુદ્ધિવાળું મગજ તો હમેશ ઉપરથીજ અપાએલું હોય છે. તે વખતે જે ઈંગ્લાંડની મંડળી હતી તેને વિરૂદ્ધ એક બીજી મંડળી સ્થાપવી એ ઇચ્છા સિવાય તેના મનમાં બીજી કોઈ ઇચ્છા સચોટ નહોતી. તે ઈંગ્લાંડની મંડળીનો એક સભાસદ તથા દીક્ષિત થએલા પાદરીઓમાંનો એક હતો. પરંતુ મંડળીની તે વખતની સ્થિતિ સંતુષ્ટ ન હોવાથી મંડળીની ક્રિયા તથા કાનૂનો કરતાં કંઈ વધુત્તર સારૂં ખોળવાની તેને ઇચ્છા થઈ. "તેની મહત્વાકાંક્ષા એકજ પુસ્તકના અભ્યાસી થવાની હતી, અને બાયબલનું અધ્યયન કરતાં તેની લાયબ્રેરી નામે, "તેની હજુરમાં" તે કલાકોના કલાક આત્મિક બાબતો સાથે આત્મિક બાબતો સરખાવતાં ગાળતો હતો. તેનો મુખ્ય મુદ્દો એ હતો કે "મારા ધર્મસિદ્ધાંતો ખ્રીસ્તી ધર્મના માત્ર સાધારણ નિયમોજ છે. તેઓ ઈંગ્લાંડની મંડળાના જુના ધર્મના સાદા નિયમો છે." ખ્રીસ્તી ધર્મની આત્મિક અને કામમાં લઈ શકાય તેવી બાબત પર તેણે ભાર મૂકયો, અને તારણ, પુનર્જન્મ તથા પવિત્રાઈના સ્વાનુભવ વિષેની ખાતરી કે જાણ પર તે ઉપદેશ કરતો હતો. પરંતુ તેને ધર્માંધ અને પરધર્મી કહેવામાં આવતો અને તેના પોતાના દેવળના સિંહાસન પર ચઢવાની તેને મના કરવામાં આવી હતી. તેના સાચેસાચા શિક્ષણને લીધે તેની સતાવણી થતી. કોઈ ઘરમાં તે ઉપદેશ કરી શકતો નહિ. કોઈ વેળા પોતાના પિતાની કબર પર ચઢીને તો બીજી વખતે ખુલ્લી જગ્યામાં ઉપદેશ કરતાં તેને જોવામાં આવતો, કારણ કે તેને અને તેના અનુયાયીઓને સતાવવા દેવળો એકાનુમતે બંધ કરવામાં આવતાં. તેના અંતઃકરણમાં આત્મિક અગ્નિજ્વાળા ધગધગતી હતી અને તેથી તે શાંત રહી શકયો નહિ. પરંતુ પાઉલ જ્યારે આ પ્રમાણે બોલ્યો કે, "જો હું સુવાર્તા પ્રગટ ન કરૂં તો મને અફસોસ છે," ત્યારે તેને જેવું લાગ્યું હતું તેવુંજ વેસ્લીને પણ લાગતું હતું. આ પ્રમાણે જ્યારે તેને હાંકી કાઢવામાં આવ્યો ત્યારે તેણે થોડા અનુયાયીઓને એકત્ર કર્યાં અને તેમની ટોળીઓ બાંધી. તેઓ પવિત્ર જીવન ગાળે એ માટ એક બીજાને મદદરૂપ થવાને તથા ખ્રીસ્તની ગમ આત્માઓને દોરી જવા સારૂ અતિ શ્રમ લેવાને તેણે ઘણી ઉત્તમ રીતો શોધી કાઢી."

તેણે મંડળી સ્થાપી.

મેથોડિસ્ટ મંડળી જે આજે દુનિયામાં લોકોના આત્માઓ બચાવનાર મોટાં મોટાં મંડળોમાંનું એક મંડળ છે, તે આ પ્રમાણે મહાભારે કસોટીઓ તથા આકારાં પરીક્ષણોની વચ્ચે ઊભી કરવામાં આવી હતી. જૉન વેસ્લી જે

રીતથી આવા બારીક પ્રસંગ સામે હામ ભીડીને ખંતથી મહેનત કરતાં તેના પર આવેલી કસોટીઓ સામે ટકી રહ્યો—તે એમ સાબિત કરે છે કે, ખરેખર

**તેની સ્થાપેલી મંડળી.**

તેનામાં "રાજ્યકારોબાર ચલાવવાને કળાકૌશલ્ય હતાં."* પરંતુ તેની ફતેહ તેની રાજનીતિજ્ઞતા અથવા તો "કોઈ મંડળ સ્થાપવાની તેની બુદ્ધિ" કે તેની માનસિક શક્તિના કારણથી નહોતી. જે સૈન્યોને તેણે કામમાં લીધાં અને ગતિમાં મૂકયાં તે સૈન્યો તો આત્મિક હતાં. ધર્મ એ તેના દિવસોમાં કેવળ તાર્કિક કે કાલ્પનિક તથા એક સ્થાપિત વિષય હતો, પણ અનુભવની વાત તો નહિજ."† આ ધર્મને ઈશ્વરવિદ્યાના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યો હતો; તેને કાંતી કાંતીને તેમાંથી મંડળીની ક્રિયાવિધિઓ કરી હતી. તેમાંથી માત્ર બાહ્ય નીતિરીતિઓ બનાવીને તેને ચાંદી જેવો ચોકખો કર્યો હતો. જાણે કે રાજ્યનીતિના માત્ર એક અંગ જેવો તે થઈ ગયો હતો."‡ પણ વેસ્લીએ તેને (ધર્મને) જેવો હતો તેવોજ કર્યો અને તેથી કરીને પોતિકાં પાપની માફી, પવિત્રાત્માની સાક્ષી અને તારનાર ખ્રીસ્તનાં દર્શન તથા તેની સાથેની સંગત એ પણ સાચી વાતો ઠરી. અને આ સત્ય બાબતોને દરેક ખ્રીસ્તી માણસ પોતે અનુભવી તથા જાણી શકે છે એમ તેણે સિદ્ધ કીધું. વેસ્લીએ કોઈ પણ નવીન મત ખોળી કાઢયો નહિ કે તેને શિખવ્યો નહિ. પરંતુ તેણે જે કંઈ શિખવ્યું તેનાથી ઈંગ્લાંડનો ધર્મ સંબંધીનો ઇતિહાસ બદલાઇ ગયો, અને તેથી આખી ધાર્મિક દુનિયા પર અસર થઈ. તેનું કામ માત્ર થોડી વાર ચાલીને પછી બંધ થશે નહિ, પરંતુ તે તો અનંતકાળ સુધી ટકશે. તેની જીંદગીનાં ફળનો અચળ હેવાલ મનુષ્યોનાં જીવનોમાં તથા તેનું નામ ધરાવતી હાલની મહાન મંડળીઓમાં રહેલો છે. તેનું નામ સદા અમર રહેશે. તેની સ્થાપિત કરેલી મંડળીઓમાં આજે સંખ્યાબંધ શાખાઓ તથા કુલ ૮૦,૦૦૦૦૦ સભાસદો છે. મેથોડિસ્ટ એપિસ્કોપલ મંડળીમાં (માત્ર ઉત્તરમાંજ) દીક્ષા પામેલા ૨૦,૦૦૦ ઉપરાંત ઉપદેશકો છે. જૉન વેસ્લીનું નામ સદા અવિનાશી રહેશે. "જગત તથા તેનો લોભ જતાં રહે છે, પણ જે દેવની ઇચ્છા પુરી કરે છે તે સદા રહે છે." ૧ યોહાન ૨; ૧૭.

**તેના જીવનની આવશ્યક્તા.**

દેવે જૉન વેસ્લીને એક ખાસ કાર્યને માટે ઊભો કર્યો, અને તેની પાસે પરાક્રમો કરાવ્યાં. "અશક્ત માણસો તેના પર અઢેલવાને, બીકણ તેની હિંમત સાથે સંસર્ગ કરવાને, અને સ્વાર્થીઓ તેના ભારબોજથી લાભ પ્રાપ્ત કરવાને તેની પાસે આવ્યાં હતા."§

---

* Koons. In Junior History of Methodism.

† Macaulay. ‡ Fitchett, in Wesley and His History.

§ Koons. In Junior History of Methodism.

પરમેશ્વરના આ પરાક્રમી માણુસની જીંદગી અને તેના પરિશ્રમમાં ત્રણ ચાર બાબતો ચોકખી તરી આવે છે:—

(૧) ખ્રીસ્ત ઈસુમાંજ ઢંકાએલા જીવનના જાતિય અનુભવ માટેની શોધખોળ. જ્યાં સુધી ઉચ્ચતર જીવનની અનુભવિક જ્ઞાનપ્રાપ્તિ તેને થઇ નહિ ત્યાં સુધી તેણે પોતાના પ્રયત્નો છોડી દીધા નહિ. ધર્મ તેને મન કોઈ કાનૂન, મનસ્વી સિદ્ધાંત કે ઈશ્વરવિદ્યા નહોતી, પણ તે તો તેને એક આશીર્વાદરૂપ અનુભવ હતો.

(૨) પોતાની ભાવનાને ખાતર સતાવણી સહન કરવાની તેની મરજી. સુવાર્તાને લીધે રાજીખુશીથી સતાવણી વેઠી લેનાર થોડાજ થઇ ગયા છે. પાઉલની માફક જૉન વેસ્લીએ એવું ઇચ્છયું કે, "જે સઘળું હું સહન કરૂં તે સુવાર્તાના વધારે પ્રચારાર્થે થાય." સત્યને માટે ઊભા થઈને તેણે સહન કર્યું, તે જાણતો હતો કે મને થએલા આકાશી દર્શનને હું આધીન રહું છું માટે તે તેના કામમાં આગળ ને આગળ વધતો ગયો.

(૩) આત્માઓને લીધે આતુર લાગણીઓ વડે વૃદ્ધિ પામેલી તથા ઉશ્કેરાએલી તેની આસ્થાભરી મહેનત. સતાવણીરૂપી અગ્નિજવાળા આવી તેની આસ્થાને ભસ્મ કરી શકી નહિ, પરંતુ તેના કામમાં તે હમેશ મશગુલ રહ્યો, અને તેથી પરમેશ્વરે તેને હજારોહજાર આત્મા આપ્યા. યુવક વાંચક-વૃન્દ, શું તમે તેનાં પગલાંમાં ચાલશો? આગેવાનીનાં જોખમો ખમવા શું તમે રાજી છો?

જશવંતરાવ ચિતામ્બર.

# પ્રકરણ ૩ જું.

## DAVID LIVINGSTONE, THE MAN OF SACRIFICE.

## સ્વાત્મર્પણ કરનાર ડેવિડ લિવિંગ્સ્ટન.

**"મારે બીજાં પણ ઘેટાં છે કે જેઓ આ વાડાનાં નથી તેઓને પણ મારે લાવવાં જોઇએ."**

એક દિવસે સ્કૉટલાંડનો એક જુવાન વિદ્યાર્થી કોઈની પણ દૃષ્ટિએ પડ્યા સિવાય વેસ્ટમિનિસ્ટર એબેમાં પેઠો. બ્રિટનનાં પ્રખ્યાત મુએલાંઓને દાટવાના આ અતિ પ્રસિદ્ધ સ્થળે તેની પ્રથમજ મુલાકાત હતી. આ સ્કૉચ યુવક ઘણો નમ્ર હતો ને કોઈનું ધ્યાન આકર્ષાય એવું કંઈ પણ તેના દેખાવમાં નહોતું. તીક્ષ્ણ દૃષ્ટિથી જોનાર માણસ તેનામાં કદાપિ ત્રણ બાબતો જોઈ શકયો હોત. તેની સુંદર મમતાભરી આંખો, તેનું અસાધારણ નિશ્ચય દર્શાવતું મુખ અને એકજ રસ્તે ચાલવાની તેની દૃઢ ગતિ અથવા તેનામાં રહેલી એવી "લાક્ષણિક પ્રગતિ," કે જે એમ સુચવતી હતી કે, હિંમત રાખવી, કદી પાછું ન પડવાનો ઠરાવ કરવો અને બસ ધાર્યું તે કરવુંજ. વેસ્ટમિનિસ્ટર એબેમાં તે, તે દિવસે ફર્યો તેની જાણ આખા ઈંગ્લાંડમાં કોઇને પણ પડી નહિ, પરંતુ પાંત્રિસ વર્ષ પછી ડેવિડ લિવિંગ્સ્ટનના મૃત અને ક્ષીણતા પામેલા શરીરને આફ્રિકામાંથી લાવીને એબેના મકાનમાં દફનાવવામાં આવ્યું હતું તે તો આખા યુરોપ અને અમેરિકાએ જાણ્યું! ઈંગ્લાંડના મૃત્યુ પામેલા પ્રસિદ્ધ પુત્રોના સ્મારકસ્તંભો તરફ જોતાં અને તે પ્રત્યાઘાત કરતી જમીન પર ચાલતાં ચાલતાં તેના મનમાં કેવા વિચારો ઉપસ્થિત થયા હશે તે કોણ કહી શકે? ધારો કે ઇંગ્લાંડના મહાત્માઓની સાથે દટાવાનો હક્ક પ્રાપ્ત કરવાના વિચારો જો તેના મનમાં આવ્યા હોય, તો શું તેણે તેમ વિચારવામાં ખોટું કર્યું એમ કહેવાય? પણ આપણે જાણીએ છીએ કે તે વખતે તેના વિચારો તો કંઇ જુદાજ હતા, કારણ કે દૂર દેશોમાં જવાને પરમેશ્વરના તેડાનો અવાજ તેણે સાંભળ્યો હતો, અને ભવિષ્યમાં મિશનેરી તરીકેના કામને સારૂ કેળવણી મેળવી તે પોતાને તૈયાર કરતો હતો. વેસ્ટ-મિનિસ્ટર એબેના પત્થરો નીચે એક દિવસે તે પોતે પણ દટાશે એવો વિચાર કરવાનું કારણ તે દિવસે તેને કંઈ નહોતું!

**ગુપ્ત રહેલો લિવિંગ્સ્ટન.**

તેના વિચારોનું અનુકરણ કરો. સ્કૉટલાંડમાં આવેલા બ્લેન્ટાયર ગામમાં તેનું નાનકડું ઘર, કે જે ગરીબાઇથી પીડિત અને ઘેરાએલું તોપણ પ્રેમથી પવિત્ર કરાએલું, પ્રમાણિકપણાથી ઉચ્ચ—મોટું કરાએલું; બસ, ફરજો અદા

કરવીજ એવા વિચારોથી જે સુરક્ષિત કરાએલું અને ધર્મથી જે સુશોભિત કરાએલું હતું—તેવા ઘર તરફ તેના વિચારો ચાલતા હતા. ફરીથી તે પોતાની ભક્તિવાન માતા જેની રક્તવાહિનિઓમાં (રગોમાં) કવેનેન્ટર્સનું* રૂધિર વ્હેતું હતું, અને ઘરની સાદી ફરજોમાં જે ગુંથાએલી રહેતી હતી તેનાં દર્શન કરે છે. તેનો પિતા જેના બાપદાદાઓ કલોડનના નાશકારક યુદ્ધક્ષેત્રમાં પડ્યા હતા તે એક નાની સરખી દુકાનમાં ચાહનો સાધારણ ધંધો કરી જુજ ઉપજીવિકા કમાય છે તે તરફ તે પોતાની કલ્પનાશક્તિ વડે ગમન કરે છે. વળી તે એક ઘોંઘાટ કરતી મીલ કે જેમાં તેણે દશ વર્ષની નાની ઉમરમાં જાતતોડ મહેનત કરવાનું શરૂ કર્યું હતું ત્યાં તે પોતાના વિચારો ચલાવે છે. સાળોની આગળ

**તેની બાલ્યાવસ્થા.**

તે પોતાને આમતેમ ફરતો અને સવારના છ થી સાંજના આઠ વાગ્યા સુધી તુટેલા દોરાને સાંધતો જુએ છે. પુન: સાંધવાનું બીજું મહાન કૃત્ય તે જે કરવાનો છે તેની તે એક ભવિષ્યવાણી છે! જેને બહાર ફરવાનું અતિશય પસંદ, સુગંધીદાર મેદાનો અને ઉચ્ચ પ્રદેશોમાં જે આનંદ માણે, અને નદી નાળાંનું શોધન કરી સરસ સરસ ચીજોના નમુનાઓનો સંગ્રહ કરે તે માણસને વળી કરવાનું આવું નિરસ કામ! પોતે સખ્ત મજુરી કરીને મેળવેલી પ્રથમજ કમાણીથી તેણે જે દિવસે એક લેટીન વ્યાકરણ ખરીદ્યું તે દિવસને તે શી રીતે ભૂલી જાય! આ વ્યાકરણ અને પાછળથી ખરીદેલી બીજી ઘણી ચોપડીઓ મીલમાં તેને મિત્રો સરખી થઈ પડી. તેમને લાકડાના એક ચોકઠાને છેડે ગોઠવવામાં આવી હતી, અને પોતાનું કામ કરતાં કરતાં જ્યારે આમથી તેમ તે ફરતો તે વખતે પેલી ચોપડીમાંથી થોડી લીટીઓ વાંચી લેતો અને પછી તે પર વિચાર કરતો હતો. જુઓ ડેવિડ લિવિંગ્સ્ટન કેળવણી મેળવે છે તે! અને તેની જીંદગીનાં આ વર્ષો વિષે તે પાછળથી કદી પણ શરમાયો નહોતો!

અને આ મીલમાં તે મિશનરીના કામની આ પ્રમાણે તૈયારી કરતો હતો! બાર વર્ષની કોમળ વયે પરમેશ્વર તરફ તેના વિચારો કેવા વળ્યા હતા તથા ત્યાર પછીનાં વર્ષોમાં પણ તેણે જીવન તથા મરણ વિષેની ગંભીર બાબતો પ્રત્યે પોતાનું મન કેવી રીતે લગાડયું હતું, તેનું તેને સ્મરણ થવા લાગ્યું. પરંતુ

**તે પોતે પોતાની કેળવણી મેળવે છે.**

અરાઢ વર્ષની ઉમરે પોતાનું જીવન પરમેશ્વરના કામમાં અર્પણ કરવાનો તેણે જે દૃઢ ઠરાવ કર્યો હતો તે વિષેની જે યાદી તેને થઈ તે સૌમાં ઉત્તમ હતી. પરમેશ્વરનું તેડું જેનો તેણે સ્વીકાર કર્યો હતો તેની સેવા વધારે સારી રીતે કરી શકાય તેની તૈયારી માટે તેણે વૈદક વિદ્યાલયનો રસ્તો લીધો હતો. જે દિવસે તે વૈદ્યનું કામ શીખવા તેના પિતાની સાથે ચાલીને

---

* સ્કૉટ્લાંડ દેશમાં ધર્મ પાળવાનો જે કરાર થયો હતો તેને અનુસરનાર.

ગ્લાસગો ગયો અને ત્યાં ઘણી શોધ કર્યા બાદ વૈદ્યનું કામ શીખતાં સુધી લિવિંગ્સ્ટનને રહેવાને તેઓએ એક નાની ઓરડી ખોળી કાઢી તે દિવસ, અહા! કેટલો સ્મર્ણીય! જે પૈસાથી ડેવિડ લિવિંગ્સ્ટને વૈદક વિદ્યાલયમાં અભ્યાસ કર્યો તે, તેની પોતાની મહા મુસીબતની કમાણીના હતા. પોતાના વખતનો નકામો વ્યય ન કરવો તે વિષે તે સારીપેઠે જાણતો હતો, પરંતુ યુનિવર્સિટિ—પાઠશાળાની તેની કારકીર્દીમાં કોઈ એવી ખાસ બાબત બની હોય એમ તેને માલમ પડયું નહિ. મતલબ કે તેને ઇશ્વરના કામને માટે તૈયારી કરવાનું બીજી બધી બાબતોથી વધારે પસંદ હતું, અને તેથી વૈદક શિક્ષણ તેને નિરસ લાગ્યું, અને તેથી તેણે ઇશ્વરવિદ્યા શીખવાનું શરૂ કર્યું. તેનો વિચાર વૈદક કામ તથા ઇશ્વરી કામ બન્ને શીખવાનો હતો. અને તે બરાબરજ હતું, કારણ કે તેણે કહ્યું હતું કે, એ વડે હું મારા ગુરૂના કામમાં જોડાઈ શકીશ. અને તે સંબંધી વિચાર કરતાં તેને માલમ પડયું કે:—"પરમેશ્વરને એકનોએકજ પુત્ર હતો અને તે એક વૈદ—મિશનરી હતો!"

ચીન સંબંધી પહેલાં તેના વિચાર કેવા હતા તે તેને યાદ આવ્યું, પરંતુ તે વખતે તો અફીણ બાબતની લડાઇ ચાલતી હતી તેનું શું! આ કારણથી સ્વર્ગીય રાજ્ય તરફનો તેનો રસ્તો બંધ પડ્યો. પણ ડેવિડ લિવિંગ્સ્ટનને માટે પરમેશ્વરે વધુતર મોટાં કાર્યો સંઘરી રાખ્યાં હતાં. પરમેશ્વર તો તેને આફ્રિકાને માટે તૈયાર કરતો હતો અને તેથી તેણે રૉબર્ટ મૉફેટને તેની પાસે મોકલ્યો અને તેઓ બન્નેએ તે દિને સાથે સાથે વાતો કરી. આ તેમની પહેલીજ વાતચીતનું માત્ર એકજ વાકય આપણે માટે જાળવી રાખવામાં આવ્યું છે, અને તે એકજ વાકયે ડેવિડ લિવિંગ્સ્ટનના હૃદયમાં અગ્નિરૂપે પ્રવેશ કર્યો. અને જ્યારે મૉફેટે "ઉત્તર પ્રદેશનું વિસ્તૃત મેદાન કે જ્યાં કદી કોઈ પણ મિશનરી ગયો નહોતો અને જે દિશા તરફ તેણે કેટલીક વાર સૂર્યોદય પ્રસંગે એક હજાર ગામનો ધૂમાડો ઊંચે ચઢતાં જોયો હતો, તે સંબંધી તેને કહ્યું, ત્યારે લિવિંગ્સ્ટનની જીંદગીનો રસ્તો બદલાઈ ગયો. અને જ્યારે ડેવિડ લિવિંગ્સ્ટને એમ કહ્યું કે, "હું આફ્રિકા જઇશ," ત્યારે તે ખંડનો આખો ઇતિહાસ બદલાઈ ગયો. યુરોપની સ્વાર્થી અને સુસ્ત પ્રજા જે અંધકારમય ખંડને માટે લેશમાત્ર પણ દરકાર કરતી નહોતી, તેની વિરૂદ્ધ સાક્ષી પુરવાને આફ્રિકાનાં હજારો ગામડાંનો ધૂમાડો આકાશ તરફ રાતદિન ચઢયાં કરતો હતો, તે એકજ દષ્ટિબિન્દુથી નિહાળતાં માલમ પડતું હતું! આ બધું સત્વરે બંધ થવું જોઈએ! તે હજારો ગામડાંઓના અંધકારને દૂર કરી તેમાં સુવાર્તાનો પ્રકાશ તથા શાંતિ લાવનાર જો કોઈ એક માણસ હોય તો તે ડેવિડ લિવિંગ્સ્ટન સિવાય બીજું કોણ હોય! આફ્રિકામાં જવાનો નિશ્ચય થઈ ગયો, અને ત્યારથી લિવિંગ્સ્ટન આફ્રિકાનો થઈ ચુકયો.

**આફ્રિકા જવાનો નિશ્ચય કરે છે.**

ડેવિડ લિવિંગ્સ્ટને પારકાઓ સારૂ પોતાની જીંદગીનું અર્પણ કરી દેવાનું કામ પસંદ કર્યું હતું, અને જે જગ્યાએ ભવિષ્યમાં તેનો વિશ્વવિખ્યાત સ્મારક શિલાલેખ મૂકવામાં આવવાનો હતો તેજ સ્થળે તે જ્યારે આવી તેની ભવિષ્યની ખ્યાતિના કંઈ પણ વિચાર વગર ચાલતો હતો, તે વારે તેના મનમાં જે વિચારો ચાલતા હતા તે, જે ઈશ્વરસેવાની તૈયારી તે કરતો હતો અને જે તૈયારીથી તે ભવિષ્યમાં, કોણ જાણે કયાં જવાનો હતો—કદાચ આફ્રિકાની ભેજવાળી ભૂમિમાં જંગલો તથા મેદાનોમાં—એ વિષેના હતા. ઈશ્વરવિદ્યાનું શિક્ષણ તેણે પૂર્ણ કર્યું ખરૂં, પરંતુ તે એક ખરેખર ઉપદેશક નિવડ્યો નહિ. ત્યારે શું, ઉપદેશકનું કામ તેનાથી ભૂલમાં લેવાઈ ગયું હશે? આ સવાલ ડેવિડ લિવિંગ્સ્ટનને તેનો પ્રથમજ ઉપદેશ કરતાં જોઈને કોણે પુછ્યો નહિ હોય! ઉપદેશ કરતાં તે તદન ગભરાઈ જવાથી તેનાથી મુદ્દલ બોલી શકાયું નહિ, તેથી તે કહેવા લાગ્યો કે, "મિત્રો, મારે જે તમારી આગળ કહેવાનું હતું તે બધું હું વિસરી ગયો છું." અને એમ કહીને, તે જે ગામના દેવળમાં ઉપદેશ કરવાનો હતો તેમાંથી નીકળી ગયો. લંડનના મિશનરી સમાજથી તે, તે વખતે નકારવાના—સેવાના કામને માટે નાલાયક ઠરાવાના અણીના વખત પર આવી પહોંચ્યો હતો. પરંતુ ઈશ્વર કે જેણે લિવિંગ્સ્ટનને પેલા આફ્રિકાના અંધકારમય ખંડને સારૂ પસંદ કર્યો હતો, તેણે લિવિંગ્સ્ટન પર તે સમયે આવી કોઈ પણ આફત આવવા દીધી નહિ. ડેવિડ લિવિંગ્સ્ટનનું મુખ આફ્રિકા તરફ ફેરવાએલું હતું. તેની નાની ઉમ્મરમાં તેણે એક વાર આ પ્રમાણે કહ્યું હતું કે:—"મારી પાસે જે કંઈ ચીજ છે અથવા થશે તેનો જો ખ્રીસ્તના રાજ્ય સાથે કંઈ પણ સંબંધ નહિ હોય તો હું તેને કંઈ કીમતી ગણીશ નહિ." અને આવા આત્માવાળા માણસને માટે પરમેશ્વરે એક વિરાત્માને છાજતું કામ સંઘરી રાખ્યું હતું.

ઈ. સ. ૧૮૪૦માં સત્તાવીસ વર્ષની વયે ડેવિડ લિવિંગ્સ્ટનની તૈયારીનું કામ પૂર્ણ થયું. નવેમ્બરની સોળમી તારીખની સાંજે તે બ્લેન્ટાયરમાં, એક ઘણી ગંભીર અને હૃદયદ્રાવક ફરજ બજાવવા પાછો આવ્યો. આ ફરજ તો કોઈ જુવાન મિશનરી જે ઈશ્વરસેવાના કામને માટે પરદેશ સેવે છે તે ભુલી શકતો નથી. તે ફરજ પોતાનાં માબાપને બીજે દેશ જતાં આખરની સલામ કહેવાની હતી. તેણે તેનાં માબાપને તે આખી રાત બેસીને વાતો કરવાનો વિચાર દર્શાવ્યો, પરંતુ તેની વિશ્વાસુ માતાએ, જો કે સ્કૉટલાંડમાં તેની તે છેલ્લી રાત્રિ હતી, તોપણ તેને આરામ લેવાનું સૂચવ્યું. બીજી સવારે પાંચ વાગે તેઓએ છેલ્લું જમણ સાથે ખાધું. અને ત્યાર પછી ડેવિડ લિવિંગ્સ્ટને તેમની કૌટુમ્બિક પ્રાર્થનાસભા ચલાવી. સાંભળો તે ગીતશાસ્ત્રનો એકસો પાંત્રીસ અને એકસો એકવીસમો અધ્યાય વાંચે છે. "હમણાંથી તે સર્વકાળ સુધી

તારા આવતાં જતાંમાં યહોવાહ તારૂં રક્ષણ કરશે." તેના વિષેનાં જીવન-વૃત્તાંતોમાં તેની માતાથી તે છૂટો પડયો તે વિષે કંઇ ઈસારો કરવામાં આવ્યો નથી, પરંતુ તે પોતાના વૃદ્ધ પિતા સાથે ગ્લાસગો સુધી ચાલતો જાય છે, તે વિષે લખવામાં આવ્યું છે. આ બે શૂરવીર માણસો જેઓ દુનિયા પર એક બીજાને ફરીથી મળનાર નથી તેમને "ધ્રૂમીલો" નામની એક નાની બોટ જે લિવરપૂલ જવાને માટે તૈયાર છે તેની પાસે વહાણમાં ચઢવા ઉતરવાની જગ્યા પર ઊભેલા જુઓ: તેઓના બાપદાદાઓ-માંથી એકે પોતાની મૃત્યુશય્યા પાસે પોતાનાં બાળકોને બોલાવીને એમ કહ્યુ હતું કે, "હવે છોકરાંઓ, આપણા કુળના ઇતિહાસમાં હું પાછળ નજર નાખીને જોઉં છું તો મને એકે અપ્રમાણિક માણસ જડી આવતો નથી, અને હું તમને એવું સમજાવવા માગું છું કે, તમે એક સારા કુળમાં જન્મેલાં છો. હવે ભૂંડાં કૃત્યો કરવાને તમારે કંઈ પણ કારણ રહ્યું નથી, માટે પ્રમાણિક થાઓ." ડેવિડ લિવિંગ્સ્ટન પોતાના બાપદાદાઓ વિષે અભિમાન ધરાવતો હતો. વળી તેનો બાપ કે જે, લિવિંગ્સ્ટનના આફ્રિકામાંથી સને ૧૮૫૬ માં ઘર તરફ પહેલી વારે પાછા વળવા પહેલાં મરી જવાનો હતો અને જેનાથી તે, તે દિવસે ગ્લાસગોમાં છૂટો પડ્યો તેના વિષે પણ અભિમાન ધરાવતો હતો.

**ઘર છોડે છે.**

પાંચ માસની દરિયાઈ સફર કર્યાં પછી લિવિંગ્સ્ટન અલગોઆ અખાતમાં પહોંચ્યો, અને આ મહાન દેશ "ઘણા પ્રતિષ્ઠિતોની કબરોનો દેશ, પરંતુ તેની કીર્તિનો દેશ," તેમાં મુસાફરી કરવાની તૈયારી તે કરવા લાગ્યો. તેની મતલબ ત્રીસ વર્ષ પૂર્વે રૉબર્ટ મૅાફેટે ઉઘાડેલા કુરૂમાન નામના સ્થળે જવાની હતી, અને ત્યાં તેણે ઈ. સ. ૧૮૪૦ માં પોતાનું પહેલવહેલું કામ આરંભ્યું. આ કામ ૧૮૫૬ સુધી તેણે ચલાવ્યું. તેનો પ્રથમ વિચાર ત્યાંની ભાષા શીખવાનો તથા જે આફ્રિકનોમાં તે રહેવાનો હતો તેમને ઓળખવાનો તથા ચહાવાનો હતો.

ત્યારે આ કારણથી તે પેલા મિશન સ્થળેથી કેટલેક દૂર આવેલા લીપેલોલમાં સુધારાની સઘળી રીતોને પુરેપુરી દૂર કરીને ૭ માસ સુધી રહ્યો, અને ત્યાં તે દેશની ભાષા શીખ્યો અને બીજી અગત્યની વાત એ છે કે તે આફ્રિકનો સાથે માહિતગાર થયો અને તેમને ચહાવા લાગ્યો. આ પ્રમાણે તે એક અનુભવી મિશનરી થઈને પોતાના મૂળ મિશન સ્થળે પાછો આફ્રિકા દેશના લોકોનાં મન પર તેણે એવી ભારે છાપ કેવી રીતે પાડી હશે તે આ વાતથી સમજાય છે.

**આફ્રિકાની સફર કરે છે.**

પરંતુ ડેવિડ લિવિંગ્સ્ટનને કુરૂમાન કેવી રીતે રાખી શકે, કારણ કે તે તો ખરેખાત તે દેશનો સ્વાભાવિક રીતેજ એક અગ્રેસર (પહેલવહેલુંજ કામ ઉઘાડનાર) હતો. અને તેથી તેની ઇચ્છા થઈ કે વસ્તીહીન સ્થળોમાં ચાલી નીકળવું. તે લખે છે કે, "ખરેખર, બીજા બીજા માણસોની હદ ઓળંગીને

પણ ઉપદેશ કરવાની મને તૃષ્ણા થાય છે.” આ તૃષ્ણા તો પાઉલની પવિત્ર તૃષ્ણાના જેવી હતી. તેને માલમ પડયું કે દક્ષિણ રોકાએલો મુલક છે. ઉત્તર તરફથી વાણી આવતી તેને સંભળાઈ, અને તેથી લંડન મિશનરી સોસાયટીના કર્તાહર્તાઓ ઉપર એકદમ એક કાગળ લખીને વસ્તીહીન પ્રદેશોમાં જવાની તેણે રજા માગી. “હું ગમે ત્યાં જવાને ખુશી છું, માત્ર એ જગ્યા આગળ વધવાની હોવી જોઈએ.” આ તેની અરજીમાં તેનું પૂર્વનું લક્ષણ સમાએલું છે. અને રજા આવે ત્યાં સુધીમાં તો તેણે ૭ સફરો ૪૦૦૦ માઈલ ઉપરાંતની કરી દીધી અને તે જેમ મુસાફરી કરતો હતો તેમ માફક આવે એવાં મકાનો ધ્યાનમાં રાખતો હતો. રજાને માટે તેને ઘણી લાંબી મુદત સુધી રાહ જોવી પડી. પરંતુ આખરે ઈ. સ. ૧૮૪૩ માં રજા પસાર થયાના વર્તમાન તેને મળ્યા.

**આગેવાનીનું કામ.**

ડેવિડ લિવિંગ્સ્ટન હવે ઉત્તર તરફ ગયો અને મેબોટ્‌સામાં કામ ઉઘાડયું. તેણે મેરી મૉફેટ જેને તે કુરૂમાનમાં તેણીના પિતાના ઘરમાં મળ્યો હતો અને જેની સાથે તેણે એક વૃક્ષ નીચે લગન કરવાનું વચન આપ્યું હતું તેને ઈ. સ. ૧૮૪૪માં ધર્મપત્ની તરીકે સ્વીકારી આ જગ્યાના એક સાદા ઘરમાં પરણી લાવ્યો. પરંતુ લિવિંગ્સ્ટન મેરી મૉફેટને ગુમાવવાની અણી પર એકવાર આવ્યો હતો. અને દુનિયા પણ લિવિંગ્સ્ટનને ગુમાવવાની અણીપર આવી હતી કારણ કે તેના પરણ્યા પહેલાં એક વર્ષ પર એક સિંહે તેના પર ધસારો કર્યો હતો અને લિવિંગ્સ્ટન આ અકસ્માતથી મહા મુશ્કેલીએ બચવા પામ્યો હતો. તેના ડાબા ખભાનાં ચૂર્ણ થએલાં હાડકાંને લીધે તેને તેની બાકીની જીંદગીમાં ઘણું વેઠવું પડયું.

**તેણે લગ્ન કર્યાં.**

થોડાં વર્ષો પછી લિવિંગ્સ્ટન ચુનાનની ઉત્તરે ચાળીસ માઈલ આગળ વધ્યો, અને ત્યાં રહીને તેણે નવું કામ ઉઘાડયું. અહિં બાકયુએના નામની જાતના લોકોના મહાન અધિકારી સેકેલનું બદલાણ કર્યાનો આનંદ તેણે અનુભવ્યો. તેનું બદલાણ એટલું તો પુરેપુરૂં થયું હતું કે આ વૃદ્ધ સરદારે ઘણી સ્ત્રીઓ રાખવાની રીત પણ મૂકી દીધી. ડેવિડ લિવિંગ્સ્ટને મગજ, હાથ અને મનની મહેનત રાત દિવસ કર્યાંજ કરી. તેને કંઈ પણ કામ ભારે લાગતું નહોતું, અને આગેવાનીનું અઘરૂં કામ તેને બરાબર માફક આવ્યું. પરંતુ એક અતિ સખ્ત દુકાળને લીધે ચુનાનમાંના તેના કામનો અંત આવ્યો, અને તેથી ફરીથી તે ઉત્તર ભણી ચાળીસ માઇલ આગળ વધ્યો, અને કોલોબેન્ગમાં વાસ કર્યો. ચુનાનના લોકો તેના પર એટલા બધા તો આશક બની ગયા હતા અને તેઓ તેનામાં એટલો તો ભરોસો રાખતા હતા કે તેમનું આખું મંડળ ચુનાનથી કોલોબેન્ગમાં તેની સાથે સાથે ગયું. ચુનાન લિવિંગ્સ્ટન વિના સુનું સુનું ભાસતું હતું.

**બે નવિન સ્થળો ઉઘાડે છે.**

ત્યાર બાદ કોલોબેન્ગમાં પણ દુકાળ પડયો, અને લિવિંગ્સ્ટનને માલમ પડયું કે તે પણ સ્થાયી જગ્યા કરવાને માટે સગવડતાભર્યું નથી. ઉત્તર તરફનો વિસ્તૃત પ્રદેશ જેની કંઈ પણ શોધ થઈ નહોતી તે તરફ તેનું મન વારંવાર વળતું હતું. ખરેખર ત્યાં આગળ તંદુરસ્તીદાયક ઉચ્ચ પ્રદેશો આવેલા હતા અને ત્યાંનાં હવાપાણી તેને માફક આવે એમ હતું. કામની કાયમતાને લીધે આવા મુલકની તેને ખરેખર આવશ્યક્તા જણાઈ. તે પ્રદેશમાં આવેલા એક મોટા સરોવર વિષે તેને કહેવામાં આવ્યું હતું; અને જેમ તેમ કરીને ત્યાં પહોંચવાના પ્રયાસો કર્યા સિવાય તેને સંતોષ વળતો નહિ. આખરે બીજા બે યુરોપિયન મુસાફરોની સાથે આ ઉત્તર તરફની મુસાફરીની શરૂઆત કરવામાં આવી. ખાસ કરીને પાણીની તંગીને લીધે તે મુસાફરી ઘણીજ જોખમભરેલી થઈ પડી અને એક પ્રસંગે તો આ આખી ટોળી પાણી વિના લગભગ ચાર દિવસ એમનેએમ રહી.

**ન્ગામી સરોવરની શોધ કરે છે.**

પરંતુ આ " આગળ ને આગળ વધનાર " માણસ જે એક વખતે હાથમાં લીધેલું કામ મૂકી દેતો નહિ તેને એ વિષે કંઈ લાગ્યું નહિ. તેણે ન્ગામી કરીને એક સરોવરને શોધી કાઢ્યું. આટલાથી સંતોષ ન વળ્યાથી તે પોતાના કુટુંબ પાસે પાછો ગયો. થોડી મુદ્દત પછીથી મિસિસ લિવિંગ્સ્ટન તથા છોકરાંને લઈને તે ત્યાં પાછો આવ્યો કારણ કે તેની ધારણા મુજબ અત્યાર સુધીમાં જે સ્થળો તેને મળ્યાં હતાં તે સર્વ કરતાં આ સ્થળ રહેવાને માટે સૌથી વધારે ફાયદાકારક હતું, પણ આ તેની ધારણા ભૂલભરેલી હતી. ભારેમાં ભારે મલેરીઆ કરીને રોગ તેઓને લાગુ પડયો અને તેથી કરીને કોલોબેન્ગ તરફ પાછા વળવાની આવશ્યક્તા તેમને જણાઈ.

ગામી સરોવરની ઉત્તરે આવેલા લિન્યાન્ટીના રહીશ સેબિચ્યુઆન નામના મુખ્ય સરદારને મળવાને તેણે બે પ્રયત્નો કરી જોયા, પરંતુ તેમાં તે નિષ્ફળ નિવડયો. તેથી ત્રીજો પ્રયત્ન કરી જોવાની તેને જરૂર જણાઈ, અને આ વખતે રણમાં મુસાફરી કરતાં લગભગ મોત સુધી તરસ વેઠયા બાદ જે માણસની મદદ માટે લિવિંગ્સ્ટન ઘણીજ આશા રાખતો હતો, તે માણસને તેઓ જઈ મળ્યાં. નવું મિશનરી કામ આ સ્થળમાં ઉઘાડવાની લિવિંગ્સ્ટનને એક ખરી તક હતી; પરંતુ લિવિંગ્સ્ટનને માટે પરમેશ્વરના મનમાં કંઈ જુદીજ યોજનાઓ હતી. એ યોજનાઓ પ્રમાણે તો તેને કદીએ કોઈ પણ મિશન સ્થળે રહેવાનુંજ નહોતું. તેઓના આ સ્થળે આવ્યા પછી થોડાજ દિવસમાં સેબિચ્યુઆન મરણ પામ્યો. અને આથી તેણે કદી પણ અનુભવ્યો નહિ હોય તેવો ભારે કારી ઘા લિવિંગ્સ્ટનને થયો. તે આથી બેભાન બની ગયો અને આનો ખરો ભેદ શું હશે તે તેનાથી કળી શકાયું

**લિન્યાન્ટી પહોંચે છે.**

નહિ. પરંતુ હવે આપણને માલમ પડે છે કે એ તો પરમેશ્વર હતો કે જે તેને આ વાતથી એમ દર્શાવતો હતો કે, "તારૂં નિર્માણ તો એકાંત અને જોખમકારક રસ્તા પર રહેવાને કરવામાં આવેલું છે."

મેકોલોલો મુલકમાં ગુલામોના શોધકોએ તે સમેજ સાહસકર્મોની શરૂઆત કરી હતી. તે જાણીને લિવિંગ્સ્ટન બોલ્યો કે, "જો આપણે અહિં જરા વહેલા આવ્યા હોત તો ગુલામનો ધંધો કદી પણ રહેત નહિ." તેની જીંદગીનાં મહાન કામનો ઘાટ તેના મનમાં હવે ઘડાવા લાગ્યો. દેશમાં આવજાનો રસ્તો ખુલ્લો કરવો અને ત્યાંના વતનીઓની જીંદગી અને ખ્રીસ્તી મકાનો બંધાવી પહેરેગારરૂપ થઈ રહેવું અને એમ ગુલામો લઈ જવાનો ધંધો કરનારાઓને સામો ઘા મારવો આ કામ લિવિંગ્સ્ટનનેજ ઉઠાવવાનું હતું, પરંતુ તેમ કરતાં તો તેને પોતાનાં સ્ત્રી છોકરાંને ઇંગ્લાંડ પાછાં મોકલી દેવાંજ પડે, અને એ તો અત્યાર સુધીમાં તેણે જે જે કષ્ટ ભોગવ્યાં હતાં તે સર્વમાં મોટામાં મોટું કષ્ટ હતું. તોપણ આ વાત પાર પાડવામાં તેના एकलानुंज કામ હતું. આ કામની ખાતર કેપટાઉન સુધીની ૧૫૦૦ માઇલની લાંબી મુસાફરી તેણે આરંભી તે પૂર્વે તેણે આજુબાજુના મુલકની શોધખોળ કરી, અને તેના મુખથી એક હજાર માઇલ છેટે ઝામ્બેઝી નદી તેણે ખોળી કાઢી. લંડન મિશનરી સોસાયટીના આગેવાનોને તેણે પોતાના મનસુબા સંબંધી લખી જણાવ્યું, અને વધારામાં એવું લખ્યું કે, "આ કામ હાથમાં લેવાથી ખ્રીસ્તનો મહિમા થશે એવી ખાતરી સિવાયનાં બીજાં કોઈ પણ કારણને લીધે હું મારાં છોકરાંને નબાપાં કરીશ નહિ. એવી તો દૃઢ ખાતરી મને થઈ છે કે, મારે જવું એ આપણા પ્રભુની ઇચ્છા છે, માટે ગમે તેવી અડચણો નડે પરંતુ હું તો જવાનોજ." આગેવાનોએ તેની યોજનાઓને પસંદગી આપી અને લિવિંગ્સ્ટન તેઓના વિષે કહે છે તેમ, "તેઓ હમેશ પ્રબોધિત ભાવથી વર્તતા હતા" તે ઈ. સ. ૧૮૫૨ના જુનની આઠમીએ તેની ચાળીશ વર્ષની ઉંમરે તેની જીંદગીનાં પાંચ મહા ભારે કામનાં વર્ષો ગાળવા દેશના મધ્ય ભાગ તરફ ચાલી નીકળ્યો. આ પરીક્ષણ અને દુઃખોના રાંનમાંથી ડેવિડ લિવિંગ્સ્ટન અમર થઈને પાછો આવવાનો હતો.

**પોતાના કુટુંબને ઇંગ્લાંડ મોકલે છે.**

પરંતુ લિવિંગ્સ્ટન આફ્રિકામાં અગિયાર વર્ષની મુદ્દત દરમિયાન કેટલું કરી ચુકયો હતો તેનો વિચાર કરો. "કેપથી માંડીને ઉત્તરમાં ઘણે આઘે સુધી જ્યાં કોઈ પણ ગોરો માણસ પહેલાં ગયો નહોતો ત્યાં સુધી તે ગયો હતો. લેક ગામી અને ઝામ્બેઝીના ઉચ્ચ પ્રદેશો તેણે શોધી કાઢ્યા હતા. બાકવેન્સ અને મેકોલોલોમાં તેણે ખ્રીસ્તી ધર્મને પગપેસારો કરી આપ્યો હતો. મધ્ય આફ્રિકામાં સર્વથી પ્રખ્યાત સરદારોમાંના એકનું તેણે બદલાણ કર્યું હતું. તેણે પોતાને હાથે ત્રણ ઘર બાંધ્યાં હતાં અને સેંકડો માણસોને તેણે વાંચતાં

શિખવ્યું હતું. હજારોની મદદ અને લાભને અર્થે તેણે વૈદ્યકિય કામ કર્યું હતું. સેચ્યુઆના ભાષાને માટે તેણે વ્યાકરણના કેટલાક નિયમો ઘડ્યા હતા, અને તેમાં કેટલાંક ગીત પણ રચ્યાં હતાં. શાસ્ત્રીય બાબતમાં તેણે કેટલાંક અમુલ્ય સંશોધનો કર્યાં હતાં અને મધ્ય આફ્રિકાના એનીફોના તથા ફ્લોરા (પુષ્પ સંબંધી) વિષેના આપણા જ્ઞાનમાં તેણે વૃદ્ધિ કરી હતી. સર્વોપરાંત ગુલામના ધંધાનો કમકમાટ તેણે પહેલવહેલાં જોયો હતો અને આ "મનુષ્યની મનુષ્ય પ્રત્યેની નિર્દયતાનો" સંપૂર્ણ અંત આણવાને તેણે પ્રતિજ્ઞા લીધી હતી.

**અગિયાર વર્ષનો હેવાલ.**

પોતાને પુરેપુરી રીતે તૈયાર કરવાને પૈસાની અછતને લીધે, લિવિંગ્સ્ટન કુરૂમાન આવ્યો અને આ મુસાફરી કરતાં તેને પુરા ત્રણ માસ લાગ્યા, અને ત્યાં તેની ગાડીનું એક પૈડું ભાગવાથી જે વધુ ઢીલ થઈ તે ઢીલદ્વારાએ પરમેશ્વરે તેને એક બીજું શિક્ષણ આપ્યું. જો તેને આગળ જવા દેવામાં આવ્યો હોત તો તે ડચ લુટારૂઓથી કદાપિ મરણ પામવાને કોલોએન્ગમાં વખતસર પહોંચત. ડચોએ સેકેલેનાં ગામો બાળીને ખાખ કર્યાં હતાં. સાઠ જણને મારી નાખ્યા હતા, અને લિવિંગ્સ્ટનનાં ઘરોનો તથા સર્વસ્વનો સંહાર કર્યો હતો. ઈ. સ. ૧૮૫૩ના મે પૂર્વે તે લિન્યાન્ટી મેકોલોલોની રાજધાનીમાં પહોંચ્યો. અહિં આફ્રિકાના ભયંકર શત્રુ મલેરીઆથી તે ઘણોજ હેરાન થયો, પરંતુ "મૂર્તિ-પૂજાનાં કુસ્વપ્નો" જેથી તે નિરંતર ઘેરાએલો રહેતો તે તેના મગજને સર્વ કરતાં વધુતર દુઃખ દેતાં. તે લખે છે કે, "અહિંના માણસોના નાચ, બૂમાબૂમ, ગાયનો, મશ્કરીઓ, બડબડાટો, કજીયા અને ખૂનો એ સર્વ સહન કરવાં, તે અત્યાર સુધીમાં મારી મિશનરી તરીકેની જીંદગીમાં મેં પૂર્વે કદી નહિ વેઠી હોય તેવી સખ્ત શિક્ષા છે" વધારામાં તે લખે છે કે, "તેઓને એક સાજા કરનારની અગત્ય છે. પરમેશ્વર એવું કરે કે હું તેઓને માટે તેવો થાઉં." તેનો બળવાન આત્મા આ વધુ વાર સાંખી શક્યો નહિ—જે થાય તે થાય પણ ખ્રીસ્તી સુધારાની અસર આ લોકોનાં મન પર પડવી જોઈએ એવું તેને જણાયું. મોફાટને લખતાં તે કહે છે કે, "દેશના મધ્ય ભાગ તરફ હું એક રસ્તો ખુલ્લો કરીશ, અગર મરણ પામીશ." જે મહાન પુરૂષે આ શબ્દો આફ્રિકાના મધ્ય ભાગથી લખ્યા, તે તેના નામની માફક અમર રહેલા છે.

**લિન્યાન્ટી પાછો ફરે છે.**

આ નિશ્ચય કર્યા પછી લિવિંગ્સ્ટન લિન્યાન્ટી આગળ ઊભો રહીને, તેની ધારણા કઈ ઉત્તમ રીતે પાર પાડી શકાય તે સંબંધી વિચાર કરે છે. શુભ વર્તમાન લાવનારનાં પગલાં પર્વત ઉપર શોભાયમાન લાગે છે, તેમનું આગમન શાંતિપ્રસારક છે. આવા વર્તમાનવાળા લોકોને આફ્રિકામાં દાખલ કરવાને ભવિષ્યમાં કયો માર્ગ લેવો એ વિષે વિચાર કરતાં મધ્ય આફ્રિકામાં એકલા

ઊભા રહીને પૂર્વ તરફ, પશ્ચિમ તરફ અને દક્ષિણ તરફ નજર ફેંકતાં ડેવિડ લિવિંગ્સ્ટન ઊભો રહ્યો છે. આ આશ્ચર્યકારક ચિત્રનો જરા ખ્યાલ કરો. તે પૂર્વ તરફ જુએ છે, અને કલ્પનામાં મોટી ઝામ્બેઝી નદી, જે એક હજાર માઇલ વહીને સમુદ્રમાં પડે છે તેને રસ્તે રસ્તે ચાલ્યો જાય છે. તે દક્ષિણ તરફ પંદરસેં માઇલ પર આવેલા કેપટાઉનને જુએ છે, અને ત્યાર પછી પશ્ચિમ તરફ દૃષ્ટિ ફેંકીને આસ્માની આટ્લાંટિકના કિનારા પર ચૌદસેં માઇલ દૂર આવેલા સેંટ પોલ ડી લોએન્ડાને જુએ છે. પૂર્વનો રસ્તો જુએ છે તો માલમ પડે છે કે, માત્ર નદીને રસ્તે રસ્તેજ ચાલ્યા જવાનું છે. દક્ષિણ તરફનો રસ્તો તો તેણે વારંવાર લીધો છે—તે લાંબો છે એટલુંજ નહિ પણ રણમાં થઇને જાય છે. પશ્ચિમનો રસ્તો એવો છે કે, જ્યાં બ્રિટિશ સત્તા ચાલે છે, અને જ્યાં અંગ્રેજ યોદ્ધાઓ ગુલામના ધંધાદારીઓના વિવાદ વિરૂદ્ધ તોપના ભડાકા લગાવે છે. પરંતુ તેને જવાનો રસ્તો તો અત્યાર સુધી જ્યાં કદી કોઇ પણ ગોરો માણસ ગયો નથી એવા એક અજાણ્યા પ્રદેશમાં થઇને જાય છે, અને આ રસ્તા પર તો મહા ભારે મુશ્કેલીઓ આવી રહી છે. પણ જ્યારે તે બુદ્ધિપૂર્વક વિચાર ચલાવીને બોલે છે ત્યારે તેના પ્રત્યે લક્ષ લગાડો,—"જો ગુલામના ધંધાદારી આ દેશમાં પૂર્વ કિનારા તરફથી પ્રવેશ કરી શકે તો પરમેશ્વરનો એલચી એવાજ પણ આત્મિક કાર્યને અર્થે પશ્ચિમ તરફથી તેજ દેશમાં પ્રવેશ કેમ કરી ન શકે! ફરીથી તે આ મહાન મધ્ય પ્રદેશના અંધકાર તરફ જુએ છે, અને સખ્તમાં સખ્ત માર્ગ લેવાનો નિશ્ચય કરે છે. તેનામાં એક ખરા આગેવાનનો જુસ્સો રહેલો છે, અને તે વોલ્ટ વ્હાઇટમેનની સાથે એમ ગાય છે કે,—

**એક અતિ અગત્યનો ઠરાવ.**

સહિયે સૌ ઘાવ જોખમના,  
અમ દૃઢ યુવક પ્રજા, અમ સર્વના આધાર.  
અગ્રેસરો!! અગ્રેસરો!!  
આગળ વધુ આગળ સંગીન હારો પર  
લડાઈ, પરાજયમાં થઈ વધો વધુ આગળ ન નિરાશ થઈ  
અગ્રેસરો!! અગ્રેસરો!!

પરંતુ, આ આગેવાન એકલાનેજ આ જોખમનો ઝપાટો સહન કરવાનો હતો. તેની સાથે એક સંપવાળા બીજા સાથીઓ નહોતા, અને ડેવિડ લિવિંગ્સ્ટનના ઉપર દુનિયા તે વખતે કેટલો બધો આધાર રાખતી હતી તે, તે થોડાજ વખતમાં જાણવાની હતી.

આવી નજીવા તૈયારી વડે લિવિંગ્સ્ટને કદી પણ મુસાફરી કરી નહિ હોય. મેકોલોલોમાંના સત્તાવીસ છોકરા કે જેઓને તેણે મુસાફરી શરૂ કર્યાં પહેલાં

તેઓની સાથે પાછા ફરવાનું વચન આપ્યું હતું તેઓ તેની સાથે ચાલી નીકળ્યા હતા. વેપારીઓ સાધારણ રીતે દર દિવસના સાત માઇલ લેખે મહીનામાં દશ દિવસ સુધી મુસાફરી કરતા, પરંતુ, લિવિંગ્સ્ટન દિવસના દશ માઇલ લેખે મહીનામાં વીશ દિવસ ચાલતો. આતો કદી પણ સાંભળવામાં નહિ આવેલું એવું એક પરાક્રમ હતું. મુસાફરીની શરૂઆતમાં તેની લગભગ બધી દવા ચોરાઇ ગઇ અને આ વાત તેને મરણોત્પાદક જેવી લાગી. જે જે મુસ્કેલીઓમાં થઇને તેમને

**લિન્યાન્ટીથી લોઆન્ડા જાય છે.**

જવાનું હતું તે મહા ભયંકર હતી. તેનો રસ્તો અતિશય ઘાડાં જંગલો તથા ભેજવાળી વિસ્તૃત જગ્યાઓમાં થઇ, મોટી મોટી નદીઓ ઓળંગીને અને જ્યાં કદી કોઇ પણ ગયું ન હોય તેવા અજાણ્યા પ્રદેશ વચ્ચે થઇને જતો હતો. તાવ, મરડો અને મરણ નિપજાવનાર સીસી કરીને માખોની વિરૂદ્ધ તેને થવાનું હતું. વળી શત્રુભાવ રાખનાર, લોભી અને દગાખોર જાતોના પ્રદેશમાં થઇને તેને જવાનું હતું. બાયલાપણું, ક્રુરતા અને ઇર્ષા, એઓના સંબંધમાં પણ તેને આવવું પડયું. વરસાદ નિરંતર પડયાંજ કરતો અને તેથી કરીને તેમનાં કપડાં છીતાઇ જતાં. ઉષ્ણ પ્રદેશનાં વૃક્ષો, દ્રાક્ષવેલાઓ અને કંટકાદિ તેને ઘણાં નડતરરૂપ હતાં. તેમને જંગલી પ્રાણીઓનો ભય નિરંતર રહેતો, અને ટોળીને ઘણીવાર વૃક્ષમૂળ અને ફળફળાદિ પરજ રહેવું પડતું. તેના મણકા ચોરાઇ ગયા અને ફાયદો મેળવવાના કંઇ પણ ઉપાય તેની પાસે રહ્યા નહિ. આખરે તેના સાથીઓએ તેની સાથે આગળ જવાની ના પાડી, પરંતુ જ્યારે તેઓએ તેને તેના તંબુમાં તેનું હૃદય પ્રાર્થનામાં ઠાલવતાં જોયો, ત્યારે તેઓને તેના પર દયા આવી અને પોતાની ભૂલને માટે દુઃખી થયા. તે તેના બળદ પરથી ત્રણ વખત પડી ગયો અને સત્તાવીસ વાર તાવના સપાટામાં આવી ગયો. ૭ માસ કરતાં વધુ લાંબી મુદતની મુસાફરી કર્યા બાદ ઈ. સ. ૧૮૭૪ ના મેની ૩૧ મીએ તે એક હાડપિંજર સરખો સેંટ પોલ ડી લોઆન્ડામાં પહોંચ્યો.

સેંટ પોલ ડી લોઆન્ડામાં પોર્ટુગીઝ સત્તાવાળાઓએ લિવિંગ્સ્ટન પ્રત્યે દરેક પ્રકારે મમતા દર્શાવી, અને બ્રિટિશ વહાણના એક અમલદારે તેને પાછા

**પુનઃગમનની મુસાફરી.**

ઈંગ્લંડ જવાને વિનંતી કરી. તેણે લિવિંગ્સ્ટનની નોંધપોથીઓ, નકશા તથા કાળજીપૂર્વક શોધી કાઢેલાં તેનાં શાસ્ત્રીય પત્રો એક વહાણમાં મોકલી આપ્યાં, પરંતુ પેલા મેકોલોલો છોકરાઓને તેણે જે વચન આપ્યું હતું તે તોડવાની તેની મરજી નહોતી—અને તેથી તે ઈંગ્લાંડ પાછો ગયો નહિ. લિન્યાન્ટી જવાનો ભયભરેલો રસ્તો તેણે લીધો તે પહેલાં લોઆન્ડાની આસપાસના પ્રદેશની તેણે શોધ કરી. લિન્યાન્ટીમાં જતાં, તે ઘણે દૂર તો નહોતો ગયો એટલામાં રસ્તામાંજ તેને એવી ખબર મળી કે "ફોરરનર" નામનું એક વહાણ જેમાં પેલા અમલદારે તેનાં શાસ્ત્રીય પત્રો

ઈંગ્લાંડ તેને માટે મોકલી આપ્યાં હતાં તે દરિયામાં ભાંગી ગયું છે. તેના સઘળા કાગળો ગુમ થઈ ગયા તો ખરા પરંતુ તેને એ માલમ પડયું કે, પેલા ગરીબ છોકરાઓ પ્રત્યેના મારા વિશ્વાસુપણાથી હું પોતે પણ નાશથી બચ્યો છું. આ ખબર સાંભળી તે તત્કાળ તેની મુસાફરીમાં થોભ્યો, અને વહાણમાં ગુમ થએલું સઘળું ફરીથી નોંધી લીધું. પહેલાંની મુસાફરી કરતાં લિન્યાન્ટી જતાં આ વખતે તેને બમણી વાર લાગી. પરંતુ જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે તેને ત્યાંના લોકોએ બહુ માનભેર વધાવી લીધો. લોકોએ તેને કહ્યું કે, "આપે અમારે માટે એક માર્ગ ઉઘાડયો છે, અને તેથી હવે અમને સુખમાં નિદ્રા આવશે." આમાં લોકોનો કહેવાનો ભાવાર્થ એ હતો કે, ગુલામ પકડવાનો ધંધો કરનારાઓના અચિંત્યા હુમલાઓથી અને તેમની નિર્દય કતલ અને લુંટફાટની રાડોનાં ભયંકર સ્વપ્નોથી હવે અમને શાંતભરી નિદ્રા આવશે. ઈ. સ. ૧૮૫૫ ના સપ્ટેમ્બર માસ પહેલાં તે લિન્યાન્ટી પહોંચ્યો અને રસ્તામાં મધ્ય આફ્રિકાના નદીઓવાળા પ્રદેશ કે જેના વિષે ભૂગોળવિદ્યાવેત્તાઓને એક મોટો ગુંચવાડો પડયો હતો, તેની શોધ કરવાથી તેને પરમ આનંદ થયો.

આઠ અઠવાડિયાં સુધી લિવિંગ્સ્ટન લિન્યાન્ટીમાં હમેશ કામમાં ઘણોજ મશગુલ રહ્યો, ને ત્યાર પછી પૂર્વ બાજુએ સમુદ્ર તરફ તે ચાલી નીકળ્યો. સૈકલેયુ નામના સરદારે તેને પુષ્કળ ખોરાક તથા એકસો વીશ અંગરક્ષકો આપ્યા. ઝામ્બેઝીમાં પડતા મોટા ધોધ જેમનાં નામ તેણે પોતાની રાણીના નામ પરથી "વિકટોરિયા ફૉલ્સ" એવાં પાડ્યાં, તે આ મુસાફરી દરમિયાન તેણે ખોળી કાઢ્યા. આ વેળા લોકોનાં માહોમાંહેનાં યુદ્ધ અને તેના સુધારાની વિરૂદ્ધ લડવાને શસ્ત્રસજીત લોકોનું વેર એ તેના મુખ્ય શત્રુઓ હતા. જે જગ્યાએ ઝામ્બેઝી બોઆંગ્વાને મળે છે, ત્યાં આગળ પૂર્વે કદી પણ નહિ આવેલા એવા સંજોગો વચ્ચે થઇને તે ગયો. તે અને તેની આખી ટોળી કતલની અણી પર આવી ગયા હતા. જ્યારે છૂટકાનો કોઈ પણ ઉપાય ન રહ્યો ત્યારે તે પ્રાર્થના કરવા લાગ્યો. દેવને તેનાં વચનો પાળવાને તે કાલાવાલા કરવા લાગ્યો અને પોતાના ગુરૂનું ઉચ્ચારેલું વચન, "એ માટે તમે જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો........ને જુઓ જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું," તે તે પોતાને કહેવા લાગ્યો. તે પોતાની નોંધપોથીમાં લખે છે કે, "એક અતિશય પવિત્ર અને અત્યંત માનવંત સદ્ગૃહસ્થનું આ વચન છે, અને તે પ્રમાણે તેની પરિપૂર્ણતા પણ થાય છે. મેં જેમ ધાર્યું હતું તેમ હું હવે ગુપ્ત રીતે સટકી જઇશ નહિ. એ તો નાસી જવા જેવું દેખાય; અને શું, મારા જેવા માણસે પણ નાસભાગ કરવી જોઇએ? ના ખચીત નહિ. આજ રાત્રે હું રેખાંશ અને અક્ષાંશની ધ્યાનપૂર્વક તપાસ કરીશ; પછી ફિકર નહિ, એ તપાસ છેલ્લીવેલી

**પૂર્વ કિનારા તરફ જાય છે.**

હોય તોપણ." બીજી સવારે, તેનો અને તેની ટોળીનો નાશ કરવાને અને ભયસૂચક વચન કહેવાને ત્યાંના વતનીઓનાં એકઠાં થએલાં શસ્ત્ર સજીત સૈન્યોની વચમાં તે પોતાની ટોળીને નદી પાર મોકલવા પર દેખરેખ રાખીને તેને મારી નાખવા આવેલા ઉશ્કેરાએલા લડવૈયાઓની સાથે વાતચીત કરી, અને પોતાની ટોળી પર તે જે જાપતો રાખતો હતો તે તેમને દેખાડયો, અને છેલ્લી હોડીમાં બેસવા માટે પોતાને સારૂ જગ્યા રખાવી. આ આશ્ચર્યચકિત બનેલાઓનો આભાર માન્યો, તેઓમાં શાંતિ રહે એમ દેખાડયું અને તે નદી પાર ઉતર્યો. આ સંજોગે લિવિંગ્સ્ટન પોતાની જીંદગીના કાર્યના ઊંચામાં ઊંચા પગથિયે જણાય છે! આવું કાર્ય લિવિંગ્સ્ટનનો પરમેશ્વર અને તેનું પોતાનું સદ્‌વર્તન એ સિવાય બીજું કોણ કરી શકે?

બીજાં ઘણા પ્રકારનાં નડતરો અને જોખમોમાં થઈને તે કિવલિમેનના' માર્ગ તરફ લાગુ રહ્યો, અને આખરે તે ત્યાં પહોંચ્યો, અને ઈ. સ. ૧૮૫૬ના માર્ચમાં તે ઈંગ્લાંડ ઉપડી ગયો. તેજ વર્ષના ડિસેંબર માસમાં તે ડોવર પહોંચ્યો. મૉફેટ તેને લખતાં એમ કહે છે કે, "અમે તમારા કામ વિષે જે આશાઓ રાખતા હતા તે ઉપરાંત તમે કામ કર્યું છે અને ખ્રીસ્તને તથા ખ્રીસ્તની સુવાર્તાને જેઓ જાણતા નથી તેવા અમર જનોની એક આખી દુનિયા ઉપદેશકોના કામને અર્થે તમે ખુલ્લી મૂકી છે, અને તે વળી એવા અવસરે કે જ્યારે લડાઈ બંધ પડી ગઇ છે; વળી યુરોપના મહાજનોનાં મગજ જ્યારે લોકોનો સંહાર કરવામાં કૌશલ્ય વાપરતાં, પૈસાનો અધિક ખરચ કરતાં અને દુશ્મનોનું લોહી વહેવડાવતાં બંધ પડી ગયાં છે ત્યારે. ખરેખર, આવા શાંતિના વખતે લોકો હવે પોતાનાં મગજ આત્માઓને ખ્રીસ્ત તરફ જીતી લાવવા વાપરે એમ છે. આવો સરસ સંજોગ તો મને એક સ્વપ્નવત્—આભાસરૂપ લાગે છે. આ પત્રે લિવિંગ્સ્ટનનું હૃદય ઘણું આભારી કરી દીધું. લિવિંગ્સ્ટન ઇ. સ. ૧૮૫૮ના માર્ચ સુધી ઈંગ્લાંડમાં રહ્યો. તેના પર શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માનની વૃષ્ટિ કરવામાં આવી હતી. વળી મહારાણીની સાથે તેની મુલાકાત થઈ હતી. ઈ. સ. ૧૮૫૭માં તેણે "મિશનરી ટ્રાવેલ્સ" એ નામનું એક પુસ્તક લખ્યું, જેની એટલી તો ભારે ખપત થઈ કે તેનો નફો ૬૦૦૦ કલદાર પાઉન્ડનો થયો હતો. મધ્ય આફ્રિકામાં ચાલતો ગુલામનો ધંધો બંધ કરવાને અત્યાતુર હોઈ, સરકારી લશ્કરના સેનાપતિ તરીકે પૂર્વ અને મધ્ય આફ્રિકાની શોધ કરવા જવાનું તથા ક્વીલીમેનમાં પ્રતિનિધિ તરીકે રહેવાનું માગું તેણે સ્વીકાર્યું. આફ્રિકામાં દેવનું કામ કરવા સારૂ તેણે એક મિશનરી પોતાના ખર્ચે પાંચ વર્ષ સુધી રાખ્યો. આથી એમ નથી સમજવાનું કે, તેણે પોતાનું મિશનરી તરીકેનું કામ છોડી દીધું. આ વિષે તેના વિચારના

**ઈંગ્લાંડમાં પાછો ફરે છે.**

**તેને ઉચ્ચ માન આપવામાં આવે છે.**

આ શબ્દો યાદ રાખવા જોગ છે. "દેશોની શોધખોળની તજવીજ કર્યા બાદ મિશનરીઓના કામનો પ્રારંભ થશે." કેમ્બ્રીજ યુનિવર્સિટિમાં જ્યારે તે શિખતો હતો ત્યારે તેના કહેલા છેલ્લા શબ્દોમાંના કેટલાક આ પ્રમાણે છેઃ—"આફ્રિકા તરફ હું તમારૂં ધ્યાન ખેંચવાને વિનંતી કરૂં છું. હું જાણું છું કે જે દેશ હાલમાં ખુલ્લો મૂકવામાં આવ્યો છે તેમાંથી હું થોડાં વર્ષ પછી લઈ લેવાઈશ; તેને ફરીથી તમે બંધ થઈ જવા દેશો મા! વેપાર અને ખ્રીસ્તી ધર્મને માટે માર્ગ ખુલ્લો મૂકવાની કોશેષ કરવા હું ફરીથી આફ્રિકા જાઉં છે. જે કાર્યનો મેં પ્રારંભ કર્યો છે તેને શું તમે આગળ ચલાવો છો? તેની સોંપણી હું તમારા હાથમાં કરૂં છું!"

આફ્રિકામાં પાછા જતી વખતે લિવિંગ્સ્ટને પોતાની ધર્મપત્ની અને તેમનું સૌથી નાનું બાળક સાથે લીધાં હતાં, તેમજ તેમણે "મારોબર્ટ" નામની એક નાની સ્ટીમર પણ સાથે લીધી હતી. લિવિંગ્સ્ટન હવે એક ભારબોજવાળો, કીર્તિવંત અને શ્રીમંત માણસ બન્યો હતો, પરંતુ આ બીજી વખતનાં પાંચ વર્ષોમાં તો તેના ઉપર નિરાશાઓ ઉપર નિરાશા, વિયોગ તથા નિષ્ફળતા, અને નિંદા તથા ધમકીઓ આવવાનાં હતાં. આ સઘળું તેણે ધૈર્ય અને ધીરજથી સહન કર્યું તો ખરૂં, પરંતુ તેથી તેના ઉપર પાછળથી જે મહત્ દુઃખનો પડછાયો છવાઈ રહ્યો તે, તેની જીંદગી પર્યંત ન ખસતાં તેના પર તેમનો તેમજ રહ્યો.

**આફ્રિકામાં તેનું પુનર્ગમન.**

ટેટેમાં તે પોતાના મેકોલોલો છોકરાઓને ફરીથી મળ્યો અને આ છોકરાંઓનાં મન તેને ફરીથી જોઈને આનંદથી ઉભરાઇ ગયાં. પેલી "મારોબર્ટ" નામની સ્ટીમર તો બિલકુલ નકામી માલમ પડી, તેથી તેના ઉપર એક બીજી સ્ટીમર મોકલી દેવાને તેણે સરકારને અરજી કરી. આ સિવાય તેણે તેનાં લખાણોથી ઉપજેલા નફાના પૈસા એક "લેક ન્યાસા" નામની સ્ટીમર ખરીદવાને ખરચ્યા. તે વર્ષની આખરમાં તેણે શીર્વા અને ન્યાસા કરીને બે સરોવર શોધી કાઢયાં. ન્યાસા સરોવરની લંબાઇ બસેં માઇલની હતી. વળી તેજ અરસામાં ફાયદાકારક હવાપાણીવાળાં કેટલાંક સ્થળો પણ તેણે ખોળી કાઢયાં. આ શોધ કર્યાં બાદ તેણે તેના મિત્રો પર હોંઠથી એવું લખ્યું કે, તમે અહિં આવીને રહો અને મિશન સ્થળો સ્થાપો. ફરીથી એકવાર તે પેલા મેકોલોલો છોકરાઓને લેવા પાછો લિન્યાન્ટી આવ્યો. આ વખતે લંડન મિશને જે નવ મિશનરીઓને આફ્રિકા મોકલવાનું સાહસ ખેડયું હતું તેની નિષ્ફળતા સંબંધી તેણે સાંભળ્યું. તેઓમાંના પાંચ તો તાવથી મરણ પામ્યા, અને તેથી આ પ્રયાસ તજી દેવામાં આવ્યો. આ ખબર સાંભળીને તે દુઃખથી ભારેભદ હૃદય સાથે પાછો ટેટેમાં ગયો. અહિં ઈ. સ. ૧૮૬૧ માં "પાયોનિયર" નામની એક નવી સ્ટીમર તેને મળી, અને તેજ વખતે બિશપ મેકેન્ઝી 'યુનિવર્સિટિના મિશનની' સ્થાપના કરવા આવ્યા.

**દુઃખ ઉપર દુઃખ.**

થોડાજ વખતમાં આ વેરાન અને અનારોગ્ય જંગલોમાં આ બિશપ તાવથી મરણ પામ્યા. આ બીના બન્યા બાદ તે કરતાં પણ વધારે હૃદયભેદક આઘાત લિવિંગ્સ્ટનને થયો—એક એવો કે, જેમાંથી લિવિંગ્સ્ટન કદી પણ મોકળો થઇ શક્યો નહિ. આ આઘાત આ હતો કે, તેની ધર્મપત્ની ઈ. સ. ૧૮૬૧ ના એપ્રિલ માસની ૨૭ મી તારીખે મૃત્યુલોક પામી; તેને તેણે શુપાન્ગામાં દાટી. આ જગ્યાની રાતી ટેકરીઓ અને ખીણો ત્યાર પછી તેની રખડપટ્ટીના અંત સુધી તેના મનમાં ચોંટી રહી. તેણે કામમાં મશગુલ રહીને તેને થયલા દુઃખને દાટવાને પ્રયત્ન કરી જોયો, પરંતુ તે સારી રીતે કામ કરી શકતો નહોતો. એક અમલદાર તરીકેના જે ભારે બંધનથી તે બંધાયો હતો તેનો તેણે મનમાં ખ્યાલ કર્યો. પરંતુ બિચારાં નિરાધાર સ્ત્રી અને પુરૂષોના ગુલામગીરીના વેપારની વૃદ્ધિ ઝડપથી થતી હતી અને આ બીજી દુઃખમય વાત તેના દીલને ચીરી નાખતી હતી. મરેલાં મનુષ્યોનાં મુડદાંને લીધે નદીઓ કમકમાટ ઉપજાવે તેવી બની રહી હતી. તે લખે છે કે, "નદીના તાણમાં તણાતાં મુડદાં તરાપામાં ભરાઇ જતાં અને આ તરાપામાંથી તેમને રોજ બહાર કાઢી નાખવામાં આવતાં."

**લિવિંગ્સ્ટન અને તેના માણસોનું પાછું જવું.**

૧૮૬૩ માં લિવિંગ્સ્ટનને સરકાર તરફથી પોતાના માણસોની સાથે પાછો બોલાવવામાં આવ્યો. આ ખબર તેને જુલાઈ માસમાં મળી. તેની મુસાફરીનો હવે અંત આવવાનો છે એ વિચારથી તેને જરા શાંતિ વળી. તેણે "લેક ન્યાસા" બોટને ઝાંઝીબાર તરફ ચલાવી ને ત્યાંથી મુંબઈ તરફ તેણે સફર કરી, કારણ કે તે પેલી બોટને વેચી શક્યો નહિ. જે વહાણમાં માત્ર ચૌદજ ટન કોલસા ભરવામાં આવતા હતા, અને જેને ચલાવવાને માત્ર તેરજ ખલાસીઓ હતા તેમાં તેની ૨૫૦૦ માઈલની મુસાફરી દરમિયાન તે ઘણાં જોખમોમાં સપડાઈ ગયો, પણ પોતે અજબ રીતે સહીસલામત રહ્યો. મુંબઈ, પૂના અને બીજાં કેટલાંક સ્થળોએ તેણે કેટલોક વખત ગાળ્યો અને ત્યાર બાદ ઈંગ્લાંડ તરફની સફર લીધી. ઈ. સ. ૧૮૬૪ ના માસ જુલાઈમાં તે ત્યાં પહોંચ્યો. તેનું મન માત્ર એકજ મહાન તૃષ્ણાથી તલપી રહ્યું હતું; અને તે તૃષ્ણા આફ્રિકામાં ચાલતા ત્રાસદાયક ગુલામી ધંધાને બંધ પાડવા સંબંધીની હતી. જરૂર પડે, તે એકલોજ આ મહાન સંગ્રામમાં ઉતરવાને તૈયાર હતો. સરકાર તરફથી હવે તેને બિલકુલ ટેકો આપવામાં આવ્યો નહિ, તેથી તેણે પોતાના દુઃખની લાગણીઓના આવેશને સમાવવા સારૂ "આફ્રિકાનો ગુલામી ધંધો" એ નામની એક ચોપડી લખી, તેજ સમયે તેનો પુત્ર રૉબર્ટ અમેરિકામાં આફ્રિકાના ગુલામોને છૂટા કરવા ઘણેજ દૂર ગેટીસબર્ગના રણક્ષેત્રમાં પોતાનું જીવાર્પણ કરતો હતો. જે દિવસે તેણે પોતાનું પુસ્તક પુરૂં કર્યું તે દિવસે લિંકનને વૉશિંગટનમાં કતલ કરવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૮૬૫ના ઑગસ્ટમાં લિવિંગ્સ્ટને ફરીથી આફ્રિકાનો રસ્તો લીધો હતો. તેણે તેની ૮૨ વર્ષની માને દફનાવી હતી, અને સ્કૉટ્લાંડમાં તેણે આખરના એવા શબ્દો ઉચ્ચાર્યાં કે, "દેવનું ભય ધરો અને સખ્ત કામ કરો." તે ગુલામી ધંધા વિરૂદ્ધ લડવાને તથા દેશની વધુ શોધખોળ કરવાને પાછો ગયો. તેણે જેટલાં નાણાંથી "લેક ન્યાસા" બોટ વેચાતી લીધી હતી તેને અર્ધી કિંમત કરતાં પણ ઓછી કિંમતે મુંબઈમાં વેચી દીધી. આ નાણાંને તેણે ત્યાંની એક બેંકમાં મૂકયાં પણ આ બેંક થોડીજ મુદ્દત પછી તુટી ગઈ અને આથી કરીને તે સઘળું ગુમાવી બેઠો. તે પોતાની નોંધપોથીમાં એમ લખે છે કે, "તે બોટ બાંધતાં જે પૈસો ખરચવામાં આવ્યો હતો તે સઘળો મેં એ બોટને બાંધવાના હેતુને અર્પણ કરી દીધો હતો. પણ પરિણામ ગમે તેવાં આવે તેના જવાબદાર આપણે નથી." ફરીથી તે આફ્રિકા પહોંચ્યો, અને આ વખતે નીલ નદીનું મૂળ શોધી કાઢવાનો તેણે ઠરાવ કર્યો હતો. તેણે હવે પોતાની 'સર્વથી મહાન કુચ' શરૂ કરી દીધી. ચાર મહીના પછી આપણે તેને લેક ન્યાસા આગળ ગુલામી ધંધાની વૃદ્ધિના ભયંકર દેખાવ જોઇને હૃદયભંગિત સ્થિતિમાં આવેલો જોઇએ છીએ.

આવા સંજોગમાં ઈ. સ. ૧૮૬૭ની સાલ શરૂ થઈ. તે પોતાની નોંધપોથીમાં લખે છે કે, "જાન્યુઆરી પહેલી ૧૮૬૭ પરમેશ્વર જે કૃપા તથા સત્યતાથી ભરપુર છે તે તેના સદ્વર્તનની મારા પર છાપ પાડે." તે અને તેની ટોળી એક દુકાળવાળા પ્રદેશમાં આવી હતી અને તે એટલો સુકાઇ ગયો હતો કે તેની કમરનો પટો તેને ત્રણ કાણાં ટુંકો કરવો પડ્યો. ત્યાર બાદ તેના પર એક નાશકારક આઘાત થયો. તેની દવાની પેટી તેની ટોળીમાંથી નાસી જનાર બે સિપાઈઓ ચોરીને નાઠા. તે પોતાની નોંધપોથીમાં લખે છે કે,—

**લેક ટાંગાનયાંકા અને મોએરો.**

"મને એવું લાગ્યું કે જાણે કે મારાપર મોતનો હુકમ કરવામાં આવ્યો હોય." અને, તેના આ પ્રમાણે કહેવામાં બિલકુલ ખોટું નહોતું, કારણ કે તે તાવ તથા ભુખથી લેવાઈ ગયો હતો. લેક ન્યાસાને છોડયા પછી છ માસે એપ્રિલની પહેલીએ તે લેક ટાંગાનયાંકાએ પહોંચ્યો. તે લખે છે કે,—"આટલે સુધી હું આવી શકયો છું માટે દેવનો ઘણો આભારી છું. હું અતિશય અશક્ત છું અને ડગમગ્યા વિના ચાલી શકતો નથી, અને મારા મનમાં ગાયન નિરંતર રહે છે. પરંતુ પરાત્પર મને આગળ ચલાવશે." પંદર દિવસ સુધી તેણે આરામ લીધો, અને પછી તે લેક મોએરો તરફ નીકળ્યો; પરંતુ તે તરફ લડાઈ હોવાને લીધે બીજા સાડાત્રણ માસ સુધી તેને થોભવું પડયું. નવેમ્બર ૨૮ મીએ તે મોએરો પહોંચ્યો અને ત્યાં થોડા મહીના રહ્યો.

ઈ. સ. ૧૮૬૮ ના માર્ચમાં તો તે લેક બેન્ગવીઓલો તરફ નીકળી પડયો, અને જુલાઇના મધ્યભાગમાં ત્યાં પહોંચ્યો. નવેમ્બરમાં આપણે તેને મોએરોમાં પાછો આવેલો જોઇએ છીએ. બીજે માસે તે ઉજીજી તરફ ચાલી નીકળ્યો. તેને આ સમયે ન્યુમોનિયા લાગુ પડયો અને ૭ અઠવાડિયાં સુધી ડોળીમાં બેસીને તેને મુસાફરી કરવી પડી, અને ઈ. સ. ૧૮૬૯ ના માર્ચની ચૌદમીએ તે ઉજીજી કરીને એક આરબ ગામમાં પહોંચ્યો. હવે જ્યાં ધમધોકાર ગુલામી વેપાર ચાલતો હતો—પણ તે ગુલામી વેપાર ન કહેવાય, કારણ કે તે તેને "એક પછી એક થતાં ખૂનની રીત" એ પ્રમાણે કહેતો હતો, તે મુલકમાં તે ગયો હતો. ગુલામ પકડનાર વેપારીઓ તે ત્યાં કેમ આવ્યો હતો તેનું કારણ જાણી ગયા, અને તેથી તેઓ પગલે પગલે તેની સામે થવા લાગ્યા. વિશ્વાસઘાત, પ્રપંચ, વિરૂદ્ધતા વિગેરે જે જે રીતે તેઓ તેની વિરૂદ્ધ થઇ શકે તે સઘળી રીતો તેઓએ અજમાવી જોઈ. તેણે ચાળીશ કાગળો ઘેર લખ્યા અને દરિયા કિનારે તેમને પહોંચાડવાને ભરીપુરીને પૈસા આપ્યા, તોપણ તે સઘળા વાટમાં ખાળવામાં આવ્યા. સ્વદેશથી આવેલા તેના પત્રો અને બીજી ચીજો તેને કદી મળ્યાંજ નહિ. ઈ. સ. ૧૮૬૯ ના જુલાઇમાં તે ઇશાન કોણ તરફ નીકળી પડયો અને ૧૮૭૧ ના ઑકટોબર સુધી તે ત્યાંથી પાછો ફર્યો નહિ. તે માત્ર તે વખતે છપ્પન વર્ષનોજ હતો તોપણ કષ્ટ અને ભૂખને લીધે તે તદન લેવાઇ ગયો હતો. દમ લેવાને હાંફયા સિવાય તે ટેકરીઓના ચઢાવ ચઢી શકતો નહોતો. તેના ગાલ બેસી ગયા હતા, તેના દાંત કઠણ અને ચીકણો ખોરાક ચાવતાં ભાંગી ગયા હતા. કીચડમાં ચાલવાથી તેના પગ પર મોટાં મોટાં ગુમડાં થયાં હતાં.

**ઉજીજી પહોંચે છે.**

લિવિંગ્સ્ટનને હવે એવી આશા હતી કે લુઆલાબાની શોધ પરથી નાઇલ નદીના મૂળ સંબંધી તે કંઇક જાણી શકશે. પરંતુ ૧૮૭૦ના જુલાઇની ૨૨ મીએ તે, "બમ્બારમાં લંગડાતો લંગડાતો પાછો આવ્યો." ત્યાં તેને ૮૦ દિવસ સુધી પોતાના પગને લીધે લાચાર બની પોતાની ઝુંપડીમાં રહેવું પડયું. અહિં તેણે બૈબલ પુરેપુરૂં ચાર વખત વાંચ્યું. ના, ના તે માત્ર કંઈ એક શોધકજ નથી! ઈ. સ. ૧૮૭૧ ની શરૂઆતમાં જેઓને ગુલામના વેપારીઆએ લાંચ આપી હતી તેવા લોક તરફથી તે તેનાં પત્રો અને દવાની રાહ જોતો હતો. તેણે પોતાની નોંધ-પોથીમાં એક પ્રાર્થના લખી છે કે, "હે પિતા, તારા મહિમાને અર્થે આ કાર્ય પુરૂં કરવાને તું મને મદદ કર"!! ફેબ્રુઆરીમાં તે માણસો તેની પાસે આવ્યા અને તેના આવેલા ચાળીશ કાગળોમાંનો એકજ કાગળ તેઓએ તેના હાથમાં મૂકયો!

**નાઇલ નદીની શોધ કરે છે.**

ઈ. સ. ૧૮૭૧ ના જુલાઇની પંદરમી તારીખ યાદ રાખવા જોગ છે. તે દિવસે તેણે લુઆલાબા નદીને કિનારે ગુલામનો ધંધો કરનાર ક્રુર રાક્ષસોને, ચારસેં ગુલામો જેમાંનો મોટો ભાગ સ્ત્રીઓનો હતો તેઓને કતલ કરતા જોયા. એક દિવસે તેણે સત્તર ગામને અને બીજે દિવસે બાર ગામને આગથી લાગતાં જોયાં. આ બિહામણો દેખાવ સદા તેના મનમાં રહી ગયો. અને આખું ઇંગ્લાંડ ઉશ્કેરાય એવા શબ્દોમાં તેણે આ વિષેની હકીકત લખી. તેણે કહ્યું કે, "આ પરિતાપમાં હું અહિં રહી શકતો નથી," અને તે ઉજીજી પાછો ગયો. તેણે ધારી હતી તે પહેલાં તેને મદદ મળી. ન્યુયોર્ક હેરલ્ડના મિ. બ્રેનેટે લિવિંગ્સ્ટનને જીવતો અગર મુએલો ખોળી કાઢીને પાછો લઈ જવાના હુકમ સાથે હેન્રી એમ. સ્ટૅન્લીને બસેં માણસોના પાંચ કાફલા આપી આફ્રિકાના રસ્તે ચઢાવ્યો હતો. તેને આપવામાં આવેલો હુકમ આવો હતો કે, "ખરચથી પાછો હઠીશ નહિ, જોઇએ તેટલા પૈસા વાપર —ફક્ત લિવિંગ્સ્ટનને ખોળી કાઢ." આ આજ્ઞાનું બહાદુરીથી સ્ટૅન્લીએ પાલન કર્યું.

**સ્ટૅન્લી તેને શોધી કાઢે છે.**

લિવિંગ્સ્ટનની છેક ખિન્નતાના પ્રસંગે સ્ટૅન્લી તેને જઈ મળ્યો. મધ્ય આફ્રિકામાં તે તેને કેવી રીતે મળ્યો તે વિષે આખી દુનિયા જાણે છે. આખી સુધરેલ દુનિયાએ તે વખતે સ્ટૅન્લીના પ્રથમ આ શબ્દો ધ્યાનપૂર્વક સાંભળ્યા :—મને લાગે છે કે તમે ડૉ. લિવિંગ્સ્ટન છો!—અને લિવિંગ્સ્ટનને તેણે કેવી રીતે ખોળી કાઢ્યો તે વિષે સ્ટૅન્લીએ ટુંક મુદતમાંજ આખી દુનિયાને જાહેર કીધું. બન્ને જણ માટે તે એક મોટો દિવસ હતો, અને લિવિંગ્સ્ટનને મન તો તે નવી આશાનો હતો. તે સ્ટૅન્લીને ફરીને ફરી કહેતો કે, "તમે મને નવું જીવન આપ્યું છે." સ્ટૅન્લીને માટે આ દિવસ તેના હૃદયને બદલનાર તથા તેની જીંદગી ત્યાર પછીથી નવી કરનાર તરીકે હતો. આફ્રિકામાં તેણે સ્ટૅન્લી જેવા એક સંસારી અને નાસ્તિક માણસને પોતાની ઝુંપડીમાં રૂડો આવકાર આપ્યો, અને તેનું બદલાણ કરીને સુધારી દીધો. એ લિવિંગ્સ્ટનના ખ્રીસ્તી સદ્વર્તન અને તેના મિશનરી તરીકેના જુસ્સા વિષેની સાક્ષી કરતાં વધારે ચિત્તવેધક બીજી કઈ સાક્ષી હોઈ શકે !

સ્ટૅન્લીએ લિવિંગ્સ્ટનને શોધી કાઢવાને જે મુસાફરી કરી તે એક ઘણી લાંબી અને જોખમકારક હતી. પરંતુ તેની સાથે સાથે તેણે પોતાને માટે પણ એક શોધ કરી—તેને એક નવિન હૃદય પ્રાપ્ત થયું—આફ્રિકાનાં જંગલોમાંથી વિષુવવૃત્તના તારાઓ નીચે અને ડેવિડ લિવિંગ્સ્ટન પાસેથી તે તેને મળ્યું.

સ્ટૅન્લીએ પોતાથી બની શકે તેટલું સમજાવીને તેને પોતાની સાથે ઘેર વળવાને હઠેઠથી કહ્યું, પરંતુ લિવિંગ્સ્ટન પોતાના એક વખત કરેલા નિશ્ચયથી ડગે નહિ તેવો હતો. તેનું કામ હજી પુરૂં થયું નહોતું. આફ્રિકાને તેની જરૂર

હતી. અને આફ્રિકામાં રહીને કામ કરવાના તેડાના સાદ કરતાં બીજી એવી કઈ જગ્યાનો સાદ વધુ મોટો હોય? આખરે તેઓ બે વચ્ચે એવી કબુલત થઈ કે તેઓએ સાથે યુનિયામીએલીની કૂચ કરવી. અહિં આગળ તેમના ઠરાવ મુજબ લિવિંગ્સ્ટનને રહેવાનું હતું અને સ્ટૅન્લી તેને ઉત્તમ પ્રકારના કપડાનો પુષ્કળ જથ્થો, મણકા, બંદુક, દારૂખાનું, રાંધવાનાં વાસણો, વસ્ત્રો, હોડીઓ અને તંબુ ઇત્યાદિ આપવાનો હતો, અને પોતે દરિયા કિનારે ઉતાવળથી ગયા બાદ ત્યાં ૫૦ કે ૬૦ વિશ્વાસુ માણસોની એક ટોળી બાંધીને તેઓની સાથે લિવિંગ્સ્ટનને માટે પ્રથમ આપ્યો તે કરતાં વધારે જરૂરનો માલ મોકલી દેવાનો હતો."

**પાછા જવાની ના પાડે છે.**

ઈ. સ. ૧૮૭૨ ના ફેબ્રુઆરીની અઢારમીએ તેઓ યુનિયામીમ્બેમાં આવ્યા, અને ત્યાર બાદ એક મહીના પછી આ નવિન મિત્રો વિખુટા પડયા. આ વિરહથી લિવિંગ્સ્ટનને કેવું લાગ્યું હશે તેની યોગ્ય કલ્પના કરવા એટલુંજ કહેવું બસ છે કે, લગભગ ૭ વર્ષમાં એકજ વાર ગોરા માણસનું--સ્ટૅન્લીનું—દર્શન તેને થયું હતું. તે બેમાંનો એક સુધારા અને માનકીર્તિના સ્થાને ગયો અને બીજો અજાયબ જેવા મૃત્યુને વશ થવા પોતાની અદ્ભુત કારકીર્દીને યશસ્વી બનાવવા તથા અથાગ સારા માણસોનાં હૃદયોમાં અમરપણે રાજ્ય કરવાને ત્યાંજ રહ્યો.

પાંચ માસ સુધી લિવિંગ્સ્ટન યુનિયામીમ્બેમાં સ્ટૅન્લીએ કિનારા પરથી જે માલ મોકલવાને વચન આપ્યું હતું તેની વાટ જોતો થોભ્યો. એ માલ તેને ઑગસ્ટના મધ્ય ભાગમાં પહોંચ્યો અને તેજ માસની ૨૫ મી તારીખે ડેવિડ લિવિંગ્સ્ટન—હવે લગભગ ૬૦ વર્ષનો માણસ—"આ ટોળી કે જે તેને સૌથી મોટામાં મોટી અને સારી રીતે તૈયાર—સજ્જ કરેલી મળી હતી તેને લઇને પોતાની છેલ્લી અને મોટી મુસાફરીએ ચાલી નીકળ્યો." તે પહેલાંની પેઠેજ આ પ્રસંગે પણ કૂચ કરવાને તત્પર હતો, પરંતુ તેને મુસાફરી કરવાના દિવસો હવે લગભગ પુરા થવા આવ્યા હતા. આવા મુલકમાં પગે ચાલીને મુસાફરી કરવાને તે શારીરિક રીતે તદ્દન અશક્ત હતો. સપ્ટેમ્બર ૧૫મીથી તેની નોંધપોથીમાં સખ્ત મરડા વિષેનાં લખાણો શરૂ થાય છે. ઑક્ટોબરમાં તે લેક ટાંગાનયાંકાનો કિનારો અને ત્યાંથી લેક બેન્ગવીઓલોની નદીઓ તથા તેના ભેજવાળા પ્રદેશોનાં ઝરણો પસાર કરી ગયો. તેની છેલ્લી તૃષ્ણા નાઇલ નદીનું મૂળ શોધી કાઢવાની હતી. લડાઈથી પાયમાલી થઈ હતી, ખોરાક કવચિતજ મળતો, વરસાદ નિરંતર પડયા કરતો હતો, તેની ટોળીમાં માંદગીનું પુરૂં જોર હતું, અને ડેવિડ લિવિંગ્સ્ટન મરડાના મટાડી ન શકાય તેવા દુઃખથી પીડાતો હતો. હવે ચાલી શકે તેમ નહોતું, તોપણ બેન્ગવીઓલાના પૂર્વ

**તેની છેલ્લી કૂચ.**

કિનારા તરફ તેણે પોતાનો રસ્તો લીધો. ચોથી એપ્રિલે ઝામ્બેઝી નદી ઓળંગીને તે સરોવરના દક્ષિણ કિનારા પર આવ્યો. "આ વખતે તેને પોતાની કમતાકાત પ્રતિદિન વધતી જતી લાગતી હતી, અને તેના પગ દુઃખ અને શ્રમથી ખરેખર મરી ગએલા લાગતા હતા."

એપ્રિલ ૨૯ મીએ પંદર કરતાં વધારે દિવસ સુધી ડોળીમાં મુસાફરી કર્યા પછી, ડેવિડ લિવિંગ્સ્ટન પોતાની છેલ્લીવેલી મુસાફરી કરીને, ચીલમ્બોના ઈલાલા ગામમાં પહોંચ્યો. ઘણીજ ઉતાવળથી એક ઝુંપડી તેને માટે બાંધવામાં આવી, અને તેને અંદર લઈ જઈને એક ખડબચડા બિછાના પર મૂકવામાં આવ્યો. બીજે દિવસે જો કે તેનું મગજ ઘુમતું હતું, તોપણ તે શાંતપણે પડી રહ્યો, અને તે દેશની ભૂગોળને લગતા આડાઅવળા ઘણા પ્રશ્નો તેણે પુછ્યા. બીજે દિવસે મોટી સવારે જે જુવાન તે રાત્રે તેની ચોકી કરતો હતો તેણે બીજાઓને જગાડયા, અને તેઓ, આ છોકરાના ગભરાટને લીધે લિવિંગ્સ્ટનને જોવાને અંદર ઘુસ્યા. પણ તેઓને તેનો પત્તો લાગ્યો નહિ! જે તેઓએ જોયું તે, તેનું ઘુંટણીએ પડેલું. "તેના ખાટલાની બાજુએ ચોપાટ થઈને પડેલું તેનું શરીર, અને તકિયા પર તેના હસ્ત વડે ઢંકાઈ ગએલું તેનું મસ્તક," એજ હતું. ડેવિડ લિવિંગ્સ્ટન પાર પડી ગયો હતો! ઈ. સ. ૧૮૭૩ના* મેની પહેલીની મધ્ય રાત્રિ અને સવારના ચારની વચમાં આફ્રિકાની એક અંધારી ઝુંપડીમાંથી મહાન રાજાના મહેલમાં જીતનારનો તાજ પ્રાપ્ત કરવાને શાંત રીતે તે ચાલ્યો ગયો હતો. ડેવિડ લિવિંગ્સ્ટનને માટે મરવું એ કોઈ પણ વખતે ઘણુંજ થઈ ગયું કહેવાત. તે આફ્રિકાની મધ્યે મરણ પામે એ અથાગ અર્થસૂચક હતું, પરંતુ એકલો લિવિંગ્સ્ટનજ આફ્રિકા મધ્યે મરે, અને તે પણ ઘુંટણીએ પડીને—એના વડે આખી દુનિયામાં સેવાકાર્યનો ભક્તિ જુસ્સો પ્રદિપ્ત થયો. તેના દુઃખમય અને એકાંતવાસી મરણમાં તેમજ તેના દુઃખમય અને એકાંતવાસી જીવનમાં તેણે પોતાના ગુરૂના તથા પોતાનો દત્તક લીધેલો દેશ—જેને અંધકારમય ખંડ કહેવામાં આવે છે, અને જ્યાં જાણે કેવળ આખી દુનિયાનું અજવાળું પ્રકાશી શકે ત્યાં લગભગ ૩૦ કરતાં વધુ વર્ષોથી તેનો પ્રકાશ ચળકતો હતો, તેની તેણે પ્રતાપીપણે સેવા કરી.

**તેનું મૃત્યુ.**

બીજે કોઈ પ્રસંગે ડેવિડ લિવિંગ્સ્ટન જો મરી ગયો હોત તો તે એક ભારે વાત ગણાત. આફ્રિકા મધ્યે રહીને તે મરી જાય તે ઘણું બોધદાયક અને આવશ્યક હતું. પરંતુ ઘુંટણે પડતાં પડતાં આફ્રિકામાં માત્ર તે એકલો—સગાં સ્નેહીઓથી દૂર એવી સ્થિતિમાં મરી જાય તો તે એક જુદીજ વાત હતી, તેથી આખી દુનિયામાં મિશનરી તરીકેના કામને માટે આસ્થા,—અગ્નિરૂપ

* તેની નોંધપોથીમાં આ તારીખ આપેલી છે, પણ વેસ્ટમિનિસ્ટરમાંની તેની કબર પર આપણે મે ૪ થી જોઇએ છીએ.

થઈ સળગી ઉઠી. તેના એકાંત અને દુઃખિત જીવનમાં અને તેમજ તેના શોકિત અને એકાંત મરણમાં તેણે પોતાના ગ્રહણ કરી લીધેલા મહાન દેશમાં—અંધકારમય આફ્રિકા ખંડમાં પોતાના માલીક પ્રભુની દિલોજાનથી સેવાચાકરી કરી. આ ખંડમાં જેમ માત્ર ખ્રીસ્ત ઈસુ જે જગતનું અજવાળું છે તે જેવી રીતે લોકોમાં પ્રકાશી શકે તેવી રીતે ત્રીસ વર્ષ ઉપરાંત તે આફ્રિકા ખંડમાં પ્રકાશ્યો.

**દફનક્રિયા.**

જો કે ડેવિડ લિવિંગ્સ્ટન જે ભાગમાં તે રહેતો હતો તેમાં રેલ્વે દાખલ થયા પહેલાં ૪૦ વર્ષ પૂર્વે મરણ પામ્યો, તો પણ તે મરી ગયો ત્યારે તેને વેસ્ટમિનિસ્ટર એબેમાં દાટવામાં આવ્યો. એ તેના અજાયબ પમાડે તેવા જીવનચરિત્રની સાથે સંબંધ ધરાવનાર અતિશય આશ્ચર્યકર બાબતોમાંની એક છે. તે પોતાના આફ્રિકન અનુયાયીઓની ટોળીને વિયોગનો એક શબ્દ કહ્યા વિના ચાલ્યો ગયો. અને તેઓએ એક માણુસની સાથે એવી કબૂલત કરી હતી કે લિવિંગ્સ્ટનના શબને પૂર્વ કિનારા તરફ લઇ જઈને અમે બ્રિટિશ પ્રતિનિધિને સોંપી દઈશું. આ કાર્ય વિરત્વથી ભરપુર અને પ્રેમભાવનું હતું, જેની સરખામણી કરી શકાય તેવો, બીજો દાખલો કદાપિ આખા ઇતિહાસમાં નથી. કિનારા તરફની આ મુસાફરી એક હજાર માઇલ કરતાં વધારે લાંબી હતી. અને તે ઘણી જોખમકારક હતી; અને જેઓના રાજમાં થઇને લિવિંગ્સ્ટનનું મુડદું લઈ જવાનું હતું તેઓના વહેમ અને વૈરભાવને લીધે આ મુસાફરી કંઈ જુદીજ તરેહની મુશ્કેલીઓવાળી હતી. અગાઉ કદી પણ આવી રીતે મુડદાને લઈ જવામાં નહોતું આવ્યું! તેના વિશ્વાસુ શુસ્રી અને ચુમા નામના બે જણના હુકમ પ્રમાણે તેના અનુચરોએ તેના હૃદયને એક જાંબુલાવૃક્ષ નીચે દાટયું, અને ત્યાર પછી ચૌદ દિવસમાં તેના શરીરની મમાઈ કરી.* ત્યાર પછી તેને એક વૃક્ષની આખી છાલમાં ઘાલીને તેને વહાણના સઢના લુગડામાં બાંધી દેવામાં આવ્યું. આ લોકોને કિનારે પહોંચતાં નવ માસ લાગ્યા.

"ઈ. સ. ૧૮૭૪ ના ફેબ્રુઆરીની પંદરમીએ તેઓની પવિત્ર ફરજની પરિપૂર્ણતા થઈ, અને તેઓનો અમુલ્ય બોજો, જે તેઓએ ઘણા અભિમાનથી અને ફતેહમંદીથી સાચવી રાખ્યો હતો, તેને બોગામાયોના કિનારા પર બ્રિટિશ પ્રતિનિધિના હવાલામાં સોંપ્યો. "કલકત્તા" નામની સ્ટીમરમાં તે શબ એડન લઈ જવામાં આવ્યું, અને પી. એન્ડ ઓ. માલવા સ્ટીમર તેને સાઉથેમ્પટન લઈ ગઈ, જ્યાં એપ્રિલ ૧૫ મીએ એક ખાસ આગગાડી તેને લંડન લઈ જવાને થોભી રહી હતી. મેબોટ્સામાં તેના પર સિંહના હુમલાથી તેનો જે હાથ ત્રાંસી રીતે ભાગી ગયો હતો, અને તેથી જે જૂઠો સાંધો બેસાડવામાં આવ્યો હતો તે પરથી તેના શરીરને ઓળખવામાં આવ્યું, અને એપ્રિલ ૧૮ મીએ ઈંગ્લાંડે તેના શબને

**વેસ્ટમિનિસ્ટર એબેમાં દટાયો.**

* મસાલા અને બીજા પદાર્થોથી શરીરને સુરક્ષિત સ્થિતિમાં મૂકવું તે.

વેસ્ટમિનિસ્ટર એબેમાં મૂકતાં જેટલું સર્વોત્તમ માન આપી શકાય તેટલું આપ્યું, અને આખા બ્રિટન તરફથી છીણી વડે નીચે મુજબ શબ્દો કોતરાયા :—

ખોલો દ્વાર એબે તણાં, લાવો તેને માંય,
સુવા સંત મહંત સાથ, રાજ પુરૂષ ને રાય.

સી. સીલ્વેસ્ટર હોર્ન કહે છે કે, "પ્રખ્યાત એબેમાં લિવિંગ્સ્ટનની કબર સિવાય બીજી કોઇ પણ એવી કબર નથી, કે જેના વિષે મુલાકાત લેનારાઓ વારંવાર પુછતા હોય. ચાલો હવે ખુલ્લાં મસ્તકે ઊભા રહીને તેની કબર પરના સ્મારકસ્તંભ પરનો લેખ વાંચીએ.

પત્થરની જમણી બાજુ નીચે મુજબ શબ્દો એવા છે કે :—સઘળાં સારાં વાનાંઓ રૂડાપણાથી પ્રાપ્ત થાય છે, અને ભુંડાથી કંઈ પણ સંપાદન થઈ શકતું નથી; જેમ કોઈ નદી પોતાના મૂળ આગળથીજ સઘળું ઘસડી લાવે છે, તેમ માનુષી જીવનમાં પણ એવુંજ બને છે. અર્થાત્ તેઓએ પૂર્વ જીંદગીથીજ રૂડાનો સંગ્રહ કરવો જોઈએ. ( લૅટીનમાંથી. )

ડાબી બાજુએ આ લેખ નજરે પડે છે:—" Other sheep I have which are not of this fold, them also I must bring, and they shall hear my voice." અર્થ:—મારે બીજાં પણ ઘેટાં છે કે જેઓ આ વાડાનાં નથી, તેમને પણ મારે લાવવાં જોઈએ, અને તેઓ મારો સાદ સાંભળશે.

આપણે ડેવિડ લિવિંગ્સ્ટનને "સ્વાત્માર્પણ કરનાર માણસ કહ્યો છે. ચાલો આપણે તેની કબર પાસે ઊભા રહીને, "દેવના મહિમા અને મનુષ્યના ભલાને

**સ્વાત્માર્પણ કરનાર માણસ.**

અર્થે એકજ ઉત્તમોત્તમ અને નિઃસ્વાર્થી અભિલાષા અમલમાં લાવવાને" તેની આખી જીંદગીના નિશ્ચયમાં તેણે પોતાની કઈ વસ્તુઓનો ભોગ આપ્યો તે સંબંધી વિચાર કરીએ. તેણે પોતાનાં પ્રથમ દશ વર્ષ દરમિયાન પોતાનાં માબાપ ને કુટુંબનું ગુજરાન કરવા પ્રતિ મદદ આપવા સારૂ બાળપણની સર્વ ખ્યાલખુશાલીનો ભોગ આપ્યો.

જમીન અને દરિયા પર થઇને,
વિશ્વાસુ જનોના હાથેથી અહિં લાવવામાં આવેલો,
ડેવિડ લિવિંગ્સ્ટન,
આરામ લે છે,
સેવક, મુસાફર, ઉદારાત્મા,
જન્મ, માર્ચ, ૧૯, ૧૮૧૩.
સ્થળ, બ્લેન્ટાયર, લેનાર્કશાયર,
મરણ, મે ૪, ૧૮૭૩.
સ્થળ, ચીટામ્બોનું ગામ, ઈલાલા.

આફ્રિકાની જાતોને ખ્રીસ્તનો સંદેશો કહેવા, નહિ શોધી કાઢેલી વાતોને ખોળી કાઢવા, અને મધ્ય આફ્રિકાના ઉજ્જડખંખ કરનારા ગુલામી વેપારને નાબુદ કરવાને નિરંતર શ્રમિત પ્રયાસોમાં ત્રીસ વર્ષ સુધી તેણે પોતાનું જીવન ખરચ્યું, અને આખરે તેણે અંત્ય શબ્દો એવા લખ્યા કે :—

> "ALL I CAN SAY IN MY SOLITUDE IS,
> MAY HEAVEN'S RICH BLESSING COME
> DOWN ON EVERY ONE—AMERICAN,
> ENGLISH, TURK—WHO WILL HELP TO
> HEAL THE OPEN SORE OF THE WORLD."

"મારા એકાંતવાસમાં હું આટલું કહું છું કે, દેવનો ખરો આશિષ દરેક જણ—અમેરિકન, અંગ્રેજ, તુર્ક તથા જેઓ દુનિયાના ધા–સોળને રૂઝાવવાને મદદ કરે તેમના પર ઉતરી આવે."

મિશનરીનું કામ કરવા તેણે પોતાનું ઘર અને સ્વદેશ ત્યાગ કર્યાં. ત્યાર પછી જે કામને માટે, ઈશ્વરે તેને આફ્રિકામાં તેડયો હતો તે ચાલુ રહે તેટલા માટે તેણે પોતાની સ્ત્રી અને છોકરાં છોડી દીધાં. આજ કામને માટે તેને કોઈ સ્થાયી ઠેકાણે જે આરામ અને સુખ મળત તે પણ તેણે તજી દીધું. જ્યારે ઈંગ્લાંડમાં સુખ સહિત પાછા જવાને તેને અરજ કરવામાં આવી ત્યારે તેણે તેમ ન કરતાં પોતાની અવર્ણનિય દુઃખ અને જોખમ ભરેલી મુસાફરીઓનું કામ જારી રાખ્યું. સોળ વર્ષ આમ કામ કર્યાં પછી તે જ્યારે ઈંગ્લાંડ પાછો ગયો ત્યારે ત્યાંજ રહેવાથી જે માન અને સુખ તેને મળત તે ન લેતાં તેને તજી દઈને તે અંધકારમય ખંડમાં પાછો ગયો. મિશનરીના સાહસિક કામને ખાતર ઈંગ્લાંડમાં રહીને તેણે જે લખાણો કર્યાં હતાં તેની કમાણી પણ તેણે તજી દીધી. આફ્રિકાને સ્વતંત્ર કરવા અને સુધારવાના અગત્યના પ્રયોજનને લીધે તેણે પોતાની તંદુરસ્તીને પણ તજી દીધી, અને અતિ ક્રુર ગુલામી ધંધાના ભયંકર દેખાવોની વચમાં નિરંતર ફરી ફરીને તેણે તેના મનની શાંતિ ગુમાવી દીધી. અને ત્યાર પછી આ પ્રમાણે સઘળું તજી દેવાથી તેની પાસે જે માત્ર બાકી રહ્યું હતું, એટલે તેનો પોતાનો જીવ, તે પણ અર્પણ કરી દીધો. અને એમ તેણે પોતાની જીંદગીને મહિમાવંત કરી.

અર્પણ—એજ ડેવિડ લિવિંગ્સ્ટનના જીવનનો મુખ્ય સાર તથા બોધ છે. અને એજ શબ્દ તે મુઓ છતાં પણ હિન્દુસ્તાન પ્રત્યે ઉચ્ચારે છે. હિન્દુસ્તાનમાં ખ્રીસ્તને જેઓ ઓળખે છે તેઓની નાની ટોળી આગળ લિવિંગ્સ્ટન ઊભો રહીને તેમને હાંક મારે છે. હાલમાં પણ આગેવાની કરવાના દિવસ છે. હાલમાં પણ જેઓ બહાર નીકળી આવે અને પીડા પામતા દેશોમાં, અંધકારમય

દેશોમાં વધસ્તંભ ઝાલીને આગળ લઇ જાય તેઓની જરૂર છે. તેના હાથમાં સોનું નથી, સુખ વિષે તે બોલતો નથી, પરંતુ ડેવિડ લિવિંગ્સ્ટન આપણને આત્માર્પણને માટે બોલાવે છે. શું હિન્દુસ્તાનમાં આવા ડેવિડ લિવિંગ્સ્ટનો થશે? આપણે જેઓ જાણીએ છીએ કે તેનું હ્રદય આફ્રિકા મધ્યે દટાઈને પડી રહ્યું છે, તેઓ તેના અને આપણા ગુરૂના શબ્દો પ્રત્યે લક્ષ આપવાથી તેના તેડાનો અર્થ સમજી શકીએ છીએ.

જીવનનો સંદેશો.

"જો ધઉંનો દાણો ભોંયમાં પડીને મરતો નથી તો તે એકલો રહે છે, પરંતુ જો તે મરે છે તો ધણાં ફળ લાવે છે."

બ્રેન્ટન થોબર્ન બૅડલી.

# પ્રકરણ ૪ થું.

## પ્રાર્થવાદી ડેવિડ બ્રેનર્ડ.

**જો તમે માગશો તો........હું તમારે માટે તે પ્રમાણે કરીશ.**

પ્લાસીના યુદ્ધમાં બંગાળા ઈંગ્લાંડ તરફ જીતવામાં આવ્યું તે પૂર્વે થોડાંજ વર્ષો પર અમેરિકાના ઈન્ડીઅન લોકોના પ્રેરિત ડેવિડ બ્રેનર્ડે, મિશનરી તરીકેની પોતાની પ્રથમ મુસાફરીની શરૂઆત કરી હતી. આટ્લાંટિક મહાસાગરના કિનારા પર આવેલાં છુટાંછવાયાં સ્થળોની સુખાકારી અને સલામતી છોડીને અમેરિકા ખંડનાં ઝાડીવાળાં જંગલો, જે હજી સુધી આ ખંડના મોટા ભાગ પર હયાત હતાં, તેમાં ઝંપલાવાની તેને જરૂર દેખાઈ. તેણે પોતાની મુસાફરી શરૂ કરી તે વખતે મહા ભયંકર શિયાળો ચાલતો હતો. આ વિસ્તીર્ણ જંગલોમાં રસ્તા નહોતા ને બ્રેનર્ડ માત્ર એકલોજ હતો. રક્તવર્ણા ઈન્ડીઅન અને ગોરી ચામડીવાળા લોકો વચ્ચે વૈરનાં મૂળ થોડાજ કાળથી રોપાયાં હતાં. હિંસક પ્રાણીઓ અને જંગલી મનુષ્યોની દહેશતને લીધે મુસાફરી અતિશય ભયંકર હતી. જોખમોથી નિડર બની તથા વિટંબણાઓમાં પણ આનંદ માની, બ્રેનર્ડે પોતાની મુસાફરી જારી રાખી, અને સ્કૉટલાંડના ખ્રીસ્તી શિક્ષણ આપનારા 'ઑનરેબલ' (પ્રતિષ્ઠિત) નામે એક સમાજની નિમણૂક મુજબ ન્યુયૉર્કના મધ્ય સ્થળે કેટલાક દિવસો બાદ તે પહોંચ્યો. ત્યાં તેને માટે સગવડવાળું કોઈ પણ ઠેકાણું રાખવામાં આવ્યું નહોતું. તેનું પ્રથમ "મિશનનું ઘર" તે માત્ર ઘાસની એક ગંજી હતી તેથી તેણે પોતે પોતાને માટે એક ઝુંપડી બાંધી.

**મિશનરી આગેવાન.**

કઈ બાબતોમાં વધારે હિંમત અને વધારે વિશ્વાસની અગત્ય પડે છે તેનો અહિં ખ્યાલ કરવો પણ મુસ્કેલ છે. બ્રેનર્ડ સરકારી રક્ષણની હદ બહાર હતો. જે લોકોને બચાવવાનું તેણે હાથમાં લીધું હતું તેઓ એવા હતા કે તેમના હાથથી બચી છૂટવાને સંસ્થાનોમાં રહેનારા લોકો નિરંતર સાવધ રહેતા હતા. અને સુરક્ષિત સંસ્થાનોમાં રહેનારા લોકો સિવાય કોઈ પણ પુરી શાંતિની મજા ભોગવી શકતું નહોતું. તે દિવસોમાં ઘણાં ગામો જે નિરાંતે ઊંઘતાં હોય તેઓને આ હેવાન મનુષ્યોની ભૂત સરખી કારમી ચીસોને લીધે તથા તેઓના હાથે ઓચિંતા મરણમાં આવી પડવાના ભયને લીધે મધ્યરાત્રિએ જાગવું પડતું. તેઓ જંગલનાં છોકરાં હતાં. તરૂણ વૃક્ષોની ટોચો એક બીજા સાથે વાળીને તથા તે પર ચામડાં અથવા છાલનું ઢાંકણ કરીને તેઓ પોતાનાં ઘરો બનાવતાં હતાં અને આ ઘરોને, તેઓ વીગવામ (wigwam) કહેતાં. ખીચોખીચ

ઝાડીનાં જંગલોમાં તેઓ ભટકતાં, અને જંગલી પ્રાણીઓનો શિકાર કરવો એ તેઓનો સદાનો ધંધો હતો. વળી યુદ્ધ કરવું એ તો તેઓનો ખાસ ભાવ હતો. સાબરનાં ચામડાંનાં પહેરણ અને સુરવાળ પહેરી, મણકા અને ઝુલથી વિભુષિત થઈ, વાળમાં ગરૂડ પક્ષીનાં પીછાં ખોસી, રંગ વડે ચહેરો રંગીત કરી, ધનુષ્ય, બાણ અને પરશુ વગેરેથી શસ્ત્ર સજ્જીત થએલો આ જંગલનો યોદ્ધો ચિત્ર લાયક દેખાવ આપે છે. પરંતુ આમ ભટકતી વેળા તેનો મિલાપ કરવો તેના કરતાં તેના વિષે વાંચવું એ વધારે દુસ્તર છે. તેનાં વીગવામ કહેવાતાં ઘરોની છાવણીમાં જવું અને તેની વિટંબણા અને જોખમોમાં ભાગ લઇ તેની સાથે રહેવું તે વિષે તો કહેવુંજ શું !

પરંતુ ડેવિડ બ્રેનર્ડે તો ખચીત તે પ્રમાણે કર્યું. તેને એમ લાગ્યું કે "જો મારે માછલી પકડવી હોય તો પાણીમાં મારે ઊભા રહેવું જોઈએ, અને તેજ પ્રમાણે જો આ બિચારા અમેરિકન ઈન્ડીઅનોને ખ્રીસ્ત તરફ હું જીતવા ઇચ્છતો હોઉં તો ગમે તેમ કરીને તેઓમાંના એકના જેવો થઇને મારે તેઓ મધ્યે રહેવું જોઇએ." પણ આવા લોકોમાં વસનાર બ્રેનર્ડ કંઈ જુદોજ દેખાયો હશે. તેનું શરીર ક્ષયરોગી હતું, અને તેથી કરીને તંદુરસ્ત અને મજબુત હોવું એટલે શું તેનો અર્થ તે ભાગ્યેજ સમજ્યો હશે. ક્યાં તેની નિર્બળતાનાં દુઃખ ને રોગી શરીર તથા ક્યાં તેનો સદા ઉત્સાહી જુસ્સો! આ જુસ્સો તેનામાંથી સદા વહ્યાં કરતો હતો, અને તેના તદન ગજા વગરના શરીર પાસે કામ કરાવતો હતો.

આ પ્રમાણે, વિરાત્મા સિવાયના સૌ કોઈ ભયાકુલ બને તેવી ભયંકર સ્થિતિમાં બ્રેનર્ડે પોતાના જીવનકાર્યનો પ્રારંભ કર્યો. તેની બારીમાંથી માત્ર આકાશ પ્રતિ નિહાળતાંજ આશારૂપી કિરણો તેની આંખોમાં પડી શક્યાં હશે.

ચાલો, આ પવિત્ર માણસની જીંદગીની પરમ પવિત્ર વાત તરફ આપણે ધીમે ધીમે ગમન કરીએ. જે ખરી રીતે—સાચી રીતે પ્રાર્થનામય જીવન ગાળે છે, તે કંઇ લોકોને દેખાડવા હોતું નથી. જ્યારે પવિત્ર માણસો પ્રાર્થના કરવાને પોતાની ઓરડીમાં પ્રવેશ કરે છે ત્યારે પોતે બહાર જોઈ શકે નહિ એટલુંજ નહિ પરંતુ બીજા પણ અંદર ડોકિયાં કરે નહિ માટે તેઓ પોતાનાં દ્વાર બંધ કરે છે. બ્રેનર્ડની ઓરડી તો જંગલ મધ્યે હતી. સ્વાભાવિક રીતે રાત્રિ પોતાના અંધકારરૂપી પડદાવાળી ઓરડીમાં તેને પુરતી હતી. આ

**પ્રાર્થવાદી માણસ.**

પડદાઓને તેણે પોતાની નોંધપોથીમાં એક કોરે ઢાંકયા છે, પણ દુનિયા તો તે વિષે વાંચશે એવું તેને સ્વપ્નમાં પણ ભાસ્યું નહોતું. કોઈ માણસ, પોતે કેટલો પ્રાર્થવાદી છે તે જણાવવામાં જો તે આનંદ માને ને તેવી રીતે મળતા આનંદને પોતાના બદલાનો હિસ્સો સમજે તો તેવા માણસે ખ્રીસ્તનો વધસ્તંભ તથા તે પરનાં દુઃખો નિહાળીને તે પરથી હજી પણ એક અઘરો ધડો લેવો જરૂરનો છે.

ડેવિડ બ્રેનર્ડે બાલ્યાવસ્થામાં પ્રાર્થના કરવાની ટેવ પાડી હતી. કોઈ પણ માણસ બાલ્યાવસ્થાના કરતાં મોટપણમાં પ્રાર્થના કરવાની પવિત્ર કળામાં વધારે સારી પ્રવીણતા મેળવી શકતો નથી. તથાપિ ડેવિડ બ્રેનર્ડની બાલ્યાવસ્થા સાંપ્રત સમયના છોકરાઓને માટે કંઈ બધી રીતે નમુના લાયક નથી. તેના મનમાં ધર્મ સંબંધી ઘણાજ ગંભીર વિચારો હતા, અને તેથી રમવાની ઇચ્છા તેનામાંથી નાશ પામી. યુવક મંડળ પ્રતિ તેનું વલણ ઓછું હતું, અને ગમત તરફ પણ તેવુંજ હતું એમ તે પોતે કહે છે. આ કેટલું દયાજનક! જો તે આનંદી તથા ખુશમિજાજી રહ્યો હોત તો તે વધારે જીવત. પરંતુ તેની તંદુરસ્તી સદા માઠી હાલતમાંજ રહેતી હતી, અને આ ઉપરાંત પ્યુરિટન યુવકોને ધર્મ સંબંધીનું જે શિક્ષણ તે અરસામાં આપવામાં આવતું હતું તે ઘણુંજ ગંભીર હતું. તેમ છતાં પવિત્રતાને માટે તેની ઉમદા હોંસની અને તે પ્રાપ્ત કરવાને તેની પાછળ લાગુ રહેવાને તેની ટેકની આપણે પ્રશંસા કરીએ છીએ. કંઈ પણ અંતરાય વિના વીસ વરસની વયે તે યુવક વર્ગથી પોતાને નિરાળો કરે છે. પવિત્ર બાબતોના અભ્યાસમાં લાગુ રહેવા સારૂ એક વરસથી પણ ટુંક મુદ્દતમાં તેણે બે વાર શાસ્ત્ર વાંચ્યું હતું. ઉપદેશના અભ્યાસ પાછળ તે અતિ ખંતથી લાગ્યો હતો, અને ગુપ્ત પ્રાર્થનારૂપી કસરત તો તે જાથુ કર્યાં કરતો હતો.

જ્યારે તે એકવીસ વર્ષનો થયો ત્યારે તેને એક એવો ધાર્મિક અનુભવ થયો કે જેથી તેની જીંદગીનું બદલાણ થઈ ગયું. ધાર્મિક અનુભવનાં સાહિત્યોમાં બ્રેનર્ડનું પુસ્તક ઉચ્ચ નંબરે છે. આ પુસ્તકમાં એક એવો ફકરો છે કે જેને જ્યાં સુધી આપણે વાંચીએ નહિ, ત્યાં સુધી બ્રેનર્ડની આપણને બરોબર ઓળખાણ પડે નહિ. તે ફકરો આ છે કે:—"પ્રાર્થના કરવાનો આવી રીતે લગભગ અર્ધાં કલાક સુધી પ્રયત્ન કર્યો. આ દરમ્યાનમાં તો જાણે કે હું ભાનહીન ને ગાંડાઘેલા જેવો થઈ ગયો હોઉં એમ મને લાગ્યું અને ત્યાર પછી જ્યારે હું એક ગીચ ને અંધારી ઝાડીમાં ચાલવા લાગ્યો ત્યારે મારા આત્માને—

**તે દેવને જુએ છે.**

મારી દ્રષ્ટિ આગળ એક અવાચ્ય ગૌરવ દશ્યમાન થવા લાગ્યું. હવે કોઈ પણ પ્રકારનો બાહ્ય પ્રકાશ મને દેખાયો એમ કહેવાનો મારો ભાવાર્થ નથી, કેમકે મેં એવું કંઈ પણ જોયું નહોતું તેમજ હું કોઈની પાસે એમ ધરાવવા પણ માગતો નથી કે ત્રીજા આસ્માનમાં કોઈ જગ્યાએ પ્રકાશ એવું કંઈ મારી નજરે પડયું, પરંતુ એ તો પરમેશ્વર સંબંધીની મારી આંતરિક સમજ તથા તેનાં દર્શન હતાં. આ સમજ ને દર્શન પૂર્વે કદી પણ મારા મનમાં ઉપસ્થિત થયાં નહોતાં. હું તો શાંત થઇ ઊભોજ રહ્યો. મને અજાયબ લાગ્યું અને હું હર્ષિત થયો. ઉચ્ચતા અને સૌંદર્યમાં આની સાથે તુલના કરવા જેવું મેં પહેલાં કદી પણ કંઈ જોયું નહોતું એવું મને ભાન થયું. પરમેશ્વર અગર તેની વાતો સંબંધીના મેં મારા મન

સાથે જે જે ખ્યાલ બાંધ્યા હતા તે આ દર્શનથી મને બિલકુલ જુદાજ લાગ્યા. ત્રીએકપણાની એકેક વ્યક્તિની મને ચોક્કસ સમજ નહોતી, પણ આ વેળા મને તે એક ઈશ્વરી ગૌરવ જેવું દીસતું હતું. આવા પરમેશ્વરને, આવા તેજોમય દૈવી અસ્તિત્વને જોઇને, મારા આત્માને, અવર્ણ્ય આનંદ થયો, અને સર્વ બાબતો પર તે સદા ને સર્વકાળ સુધી દેવ છે એ જાણીને હું હૃદયમાં પ્રફુલ્લિત અને સંતુષ્ટ થયો. મારો આત્મા પરમેશ્વરની ઉત્તમતા, મમતા, મહત્તા અને ઈતર સંપૂર્ણતાને જોઈને એટલો તો વશ બની ગયો હતો કે હું તેનામાં તદાકાર—એકાકાર બની ગયો અને તે એટલે સુધી કે, મારૂં પોતાનું તારણ એટલે શું, એવો વિચાર મને પહેલાં હોય એવું મને યાદ નથી. અને વળી મારા જેવું પ્રાણી વળી હોય કે કેમ, તેનો ભાગ્યેજ મને ખ્યાલ આવતો હતો. પણ આ બધાની મને આ સમયેજ સમજણ પડી."

**પાઠશાળામાં દાખલ થાય છે.**

ત્યાર પછી બ્રેનર્ડ યેલ કોલેજમાં દાખલ થયો. તેને એવી ધાસ્તી લાગી કે પાઠશાળાના કામના જોરને લીધે, અત્યાર સુધી તે જે અમુલ્ય દેવની સાથે ખાનગી મિલાપનો લ્હાવો લેતો હતો, તે, તે લઈ શકશે નહિ. પરંતુ કોઈ ઇચ્છે તો વર્ગમાં ઊંચો નંબર રાખી શકે છે અને તેમ છતાં પરમેશ્વરની સાથે એકાંતમાં ઘણો વખત ગાળી શકે છે એવું તેણે સાબિત કરી બતાવ્યું. પાઠશાળા છોડયા બાદ તેણે તેની નોંધપોથીમાં એક એવું લખાણ કર્યું હતું કે જે વાંચવાથી એમ માલમ પડે છે કે તે પ્રાર્થનાના વિષયમાં આગળ ને આગળ વધતો હતો. અન્યને માટે પ્રાર્થના કરતાં તે શીખતો હતો. "મારા ધારવા મુજબ આજ રાતે મારો આત્મા બીજાને માટે પ્રાર્થના કરવામાં જેટલો ઉશ્કેરાયો છે તેટલો પહેલાં કદી પણ ઉશ્કેરાયો નહોતો. મારા વૈરીઓને લીધે આજ રાતે મારે પરમેશ્વરની સાથે એક મહા ભયંકર દ્વંદ્વયુદ્ધમાં ઉતરવું પડયું હતું, અને તેને માટે જીવવાને, અને તેને પૂર્ણાર્પિત થઈ જવાને મને જે લાગણી આજે થઈ છે તેવી કદી પણ થઈ નહોતી. તેના મહિમાને ખાતર મારૂં જીવન તેની સેવામાં ખરચી નાખવાને મારી ઇચ્છા થઈ ગઈ." "તેની જીંદગીની દરેક નાની મોટી વાતને પવિત્ર કરવી એવી તેની મતલબ હતી: અર્થાત્, તેના આખા જીવનમાં તેનો ધર્મ તેની સાથેજ રાખવાનો તેનો હેતુ હતો, એ માટે કે તેને આપવામાં આવેલી દરેક પળ અને તાલંત—દાનનો ખરેખર તેના આકાશમાંના બાપની મતલબ અને ઇચ્છા મુજબ કારોબાર થાય." ખેતરમાં થોડી વાર તે કામમાં ગાળતો અને જ્યારે તે તેના કામ પર જતો ત્યારે પરમેશ્વર તેની સાથે છે તે વાતની એક અસાધારણ અને ચોખ્ખીચટ જાણ તેના મનમાં રહેલી હતી. તે અતિશય આવેશી ઝંખનાથી પરમેશ્વરને ઝંખ્યા

કરતો હતો. આ ઝંખના તો જેઓએ બ્રેનર્ડના જેવાંજ દૈવી દર્શનોનો અને પ્રભુની મમતાનો લ્હાવો લીધો છે તેઓનેજ થાય છે.

અને હવે તે રક્તવર્ણા ઈન્ડીઅન લોકોનો મિશનરી થાય છે. આ નિર્બળ અને નિસ્તેજ ચહેરાવાળો યુવક આવી સખ્ત ઈશ્વરસેવાને માટે એક તદ્દન અયોગ્ય ઉમેદવાર હતો. તો પણ વિરતા તેનાં છિદ્રેછિદ્રોમાં વ્યાપી રહી હતી. એક તો નાજુક બાંધો અને વળી તીવ્ર લાગણીઓવાળો હોવાથી ભુખ, તરસ અને જંગલની મુસીબતો સહન કરવી એ તેને ઘણું વસમું લાગ્યું. પરંતુ તેના આત્મિક જીવનના પ્રકાશથી તેની આસપાસનો પ્રદેશ વારંવાર પ્રકાશિત બનતો હતો. આ એકાંતવાસી મિશનરી જેને કોઈ પણ પ્રકારની શારીરિક સુખાકારી નહોતી અને જેનો વાસ જંગલ મધ્યે ઘાસની ગંજી પર હતો તેના આ શબ્દો કેટલા કરૂણાત્મક છે! જે વાત મારે વેઠવાની મુસીબતોને વધારે ભારે કરે છે તે એ છે કે, "પરમેશ્વર તેનું મુખ મારાથી સંતાડે છે." પરંતુ કર્તવ્યના પંથમાંથી ક્ષણભર પણ તે આડું અવળું જોતો નથી. ખુલ્લા દેખાતા દેવના મુખના પ્રકાશમાં અગર તેની આત્મિક સ્થિતિના અંધકારમાં તે ઈશ્વરને સરખોજ વફાદાર હતો, અને પરમેશ્વર તેને જ્યાં રાખવા ચાહે છે ત્યાંજ તે છે, એવી દૃઢ ખાતરી તેને હતી. ગીચ ઝાડીના ગાઢ અંધકારમાં મધરાતને સમયે તે પ્રાર્થનામાં આસ્થાપૂર્વક તલ્લીન થઈ જતો હતો. ગેથસેમાની વાડીમાં પોતાના ગુરૂને રક્તનાં ટીપાં જે વારે ટપકતાં હતાં ત્યારે પીતર નિરાંતે ઊંઘતો હતો, પણ બ્રેનર્ડે તો ખ્રીસ્તનાં દુઃખમાં તેની સાથે મિત્રાચારી કરી હતી. પોહ ફાટતાં લગી યાકૂબે મલયુદ્ધ કર્યું હતું તેનું રહસ્ય તે સમજ્યો. પરિણામસાધક મલયુદ્ધ, મહેનત, વકાલત કરવામાં જે બેસુમાર બળ જોઈએ છે તે સર્વના અનુભવનું ઉદાહરણ બ્રેનર્ડ પોતે છે.

**કાર્યનો પ્રારંભ કરે છે.**

હવે ભાષા શીખવાનું કામ તેણે હાથમાં લીધું. આ બાબતમાં પણ ઘણી મુશ્કેલીઓ તેને નડી. તેને ભાષાઓ જાણવાનું દાન નહિ હોય, અને તે પોતેજ કબુલ કરે છે કે, "ભાષાનું કૃપાદાન મને નથી." ત્યાંની જુદી જુદી જાતોમાં ઘણી જુદી જુદી ભાષાઓ ચાલતી હતી. અને જ્યારે આ શબ્દ 'ક્રેમોગ્કોડોનલટુટીટેવ્રીગાન્યુમીઆઉશ' "Kremmogkodonaltootiteavreganumeouash," જેનો અર્થ સવાલ થાય છે. એવા ઘણા શબ્દો તેને શીખવાના હતા એ જાણીએ છીએ ત્યારે તે ભાષા સંપૂર્ણ સારી રીતે બોલી શક્યો નહિ તેથી આપણને બિલકુલ અજાયબી ઉત્પન્ન થતી નથી. તેમ છતાં બ્રેનર્ડે મહેનત તો ઘણી કરી. ભાષાના શિક્ષણને માટે તે ભયાનક ઝાડીમાં થઈ ભર

**તેની ત્રાસદાયક મુસીબતો.**

શિયાળામાં દરરોજ ઘોડા પર વીસ માઇલ જતો ને પાછો આવતો અને આમ કુલ ચાળીસ માઇલની મુસાફરી દરરોજ કરતો હતો.

પરંતુ તેના કામમાં જીંદગી પર્યંત તેને એક દુભાષીઓ રાખવાની જરૂર પડી હોય એવું દેખાય છે. શરૂઆતમાં તો એક વિધર્મી દુભાષીઓ તેને રાખવો પડયો હતો. આ બાબતમાં આ જુવાન મિશનરી, કે જેના વિષે તે વખતનો એક પ્રખ્યાત ઉપદેશક અને લેખક કહે છે તેમ, "તેને ભાષણ કરવાનું અસાધારણ કૃપાદાન હતું." તેને ઘણુંજ સંકટ વેઠવું પડયું હશે. આ પ્રમાણે જે ધગધગતી સત્ય વાતોની ઝાળ તેની હૃદયરૂપી ભઠ્ઠીમાંથી ધસારાબંધ બહાર નીકળતી હતી તે પેલો તરજુમો કરનાર વિધર્મી, કે જેને પોતાનેજ એ સત્ય વાતોનું મુદ્દલ ભાન નહોતું ને જેને તેમાં કંઈ ખરો રસ પડતો નહોતો, તેના મગજમાં પ્રથમ જતી ને તેના હોઠોમાં શ્રોતાજનોને માટે બહાર નીકળતી હતી. ત્યારે, આ પ્રમાણે બ્રેનર્ડની સુવાર્તાની ઊંડી અસર અને સુવાર્તાનું બળ પેલા દુભાષીઆના તરજુમાથી લોકોના મગજમાં નહિ ઉતરતાં ઘણું ગુમ થઈ ગયું હશે.

જે લોકોને બ્રેનર્ડે પોતાનાજ કરી લીધા હતા તેઓના ચાલચલણ વિષે તેને અધિક ભારે અને હામ હરાવી નાખે એવી મુસીબતો નડી. આ સંબંધી તે જે નીચે મુજબ હેવાલ આપે છે તે વાંચતાં આપણને ઘણી ઊંડી અસર થાય છે:—"ઇન્ડીઅન લોકો કંગાલપણું અને અધમાવસ્થા ભોગવે છે. જીવનનાં સુખો તેઓને બિલકુલ છેજ નહિ, અને જ્યારે તેઓ પોતાના મૂળ મૂર્તિપૂજક સ્વભાવ પર જાય છે ત્યારે તેઓ પ્રત્યે થએલા ગમે તેવા ઉપકારો તેઓ બિલકુલ લક્ષમાં લેતાજ નથી. તેઓને આળસમાં ઉછેરવામાં આવ્યા છે, તેથી ખેતી અગર કોઈ પણ ધંધા પાછળ ખંતથી કામ કરવા વિષે તેઓ કંઈ પણ જાણતાજ નથી. તેઓમાં નથી રૂડી ઉમેદો કે નથી કોઈ બાબતનો નિશ્ચય. હજારે એક પણ તેઓમાં ખરી માણસાઇનો સ્વભાવ ધરાવતો નથી."

આ લાલ મુખવાળા માણસો જો કે તેઓની દશા તો માઠી હતીજ, તોપણ કહેતાં લાજ લાગે છે કે, સુધરેલા દેશો સાથે સંબંધમાં આવવાથી, તેઓની દશા વર્ણન થઇ ન શકે એટલી બધી ભુંડી બની હતી. વીગવામની ઝુંપડીમાં બેસીને ઇન્ડીઅન લોકોની ખ્રીસ્તી ધર્મ પ્રતિની વિરૂદ્ધતા સંબંધીના વિચાર કરતાં બ્રેનર્ડ, જે આ નીચેના શબ્દો શાંતપણે કહે છે તેમાં ઘણુંજ દુઃખ અને બેહદ ગુસ્સો સમાએલાં છે:—"આ વૈર કેટલાક કહેવાતા ખ્રીસ્તીઓની અનીતિને લીધે અને તેઓના ભ્રષ્ટાચારને લીધે ઉપજ્યું છે. જે કંઈ ભુંડાઈ તેઓમાંજ રહેલી છે અને જેને લીધે ખરૂંખોટું કહેનારી કુદરતજ તેમને દોષિત ઠેરવે છે તે ભુંડાઈ તેઓ બીજા નામના ખ્રીસ્તીઓમાં જુએ છે, અને આવી બાબતોનો ભેદ પારખવાની શક્તિ તેમનામાં નહિ હોવાથી કેટલાક ગોરા લોકોની તુચ્છકારક ચાલ જોઇને, સઘળા ગોરા લોકો એવાંજ દુષ્ટ આચરણવાળા

હશે એવું તેઓ સત્વર માની લે છે. મારી આગળ તેઓએ વારંવાર ટીકા કરી છે કે, ગોરા લોક જૂઠું બોલે છે, લુચ્ચાઇ અને દગલબાજી કરે છે, ચોરી કરે છે અને ઇન્ડીઅન લોકો કરતાં પણ તેઓ વિશેષ દારૂ પીએ છે. વળી તેઓ કહે છે કે, "અંગ્રેજોએજ આ બધું અમોને શિખવ્યું છે, અને દારૂ પીને ચકચૂર થવું એ અંગ્રેજોના આવ્યા પૂર્વે અમે જાણતાજ નહોતા. લડાઈ, ઝઘડા, ખૂન તથા બીજા સર્વ દુર્ગુણો અમારામાં પ્રવેશ પામ્યા છે તેનો દોષ અંગ્રેજોનેજ શિર છે." ટુંકમાં, તેઓનું એમ કહેવું છે કે, હાલમાં તેઓનામાં જે જે દુષ્ટાઇ ચાલે છે તે સઘળી અંગ્રેજોજ તેઓનામાં લાવ્યા. ગમે તેમ, પણ વિચારીને બોલીએ તો, બીજાં જે અશક્ય કામો કહેવાય છે તે કામોના વર્ગમાં બ્રેનર્ડનું હિંમતભર્યું કામ પણ જઈ શકે. તે પોતે એક વખતે લખે છે કે, "તર્કબુદ્ધિથી જોતાં, આ મૂર્તિપૂજકોનું બદલાણ, મધ્યરાત્રિના ગાઢા અંધકાર જેવું છે." અર્થાત્, તેમનું બદલાણ થવાની આશા રાખી શકાય નહિ.

પરંતુ જ્યાં મનુષ્યની ઇચ્છા અને દેવની ઇચ્છાનું સંમેલન થયું હોય છે, ત્યાં હમેશાં ન્યાયીપણાના જયનો ઉપાય હોય છે. માત્ર મનુષ્યની ઇચ્છાજ દેવની ઇચ્છા સાથે એક થાય છે એમ નહિ, પરંતુ અરસપરસ હૃદયો પણ એકજ થઈ જાય છે. ડેવિડ બ્રેનર્ડમાં આવી ઇચ્છા તથા મન બન્ને આપણે જોઇ શકીએ છીએ.

એક સંધ્યાકાળે, પરમેશ્વરની સાથે જંગલોમાં મિલાપ કર્યાં બાદ તે પાછો ફરતો હતો તેવામાં ઇન્ડીઅન લોકો આગલે દહાડે એક મોટી મિજબાની કરવાની તથા મૂર્તિપૂજા સંબંધી ક્રિયાઓ સાથે નાચવાની ગોઠવણ કરી રહ્યા હતા એ તેના જાણવામાં આવ્યું. આ સાંભળી તેને કારી ઘા લાગ્યો. તેઓની સઘળી ગોઠવણ બંધ કરવી એવું તેના મનમાં આવ્યું, પરંતુ તેનાથી શું કરાશે તે તેને સુઝયું નહિ. પુનઃ પ્રાર્થના કરવાને તે પાછો વળ્યો. અને ત્યારે

**પ્રાર્થનામાં મલયુદ્ધ કરે છે.**

પ્રાર્થવાદી જીવનને માટે માનવશાસ્ત્રમાં અદ્યાપિ પર્યંત પણ જણાવવામાં નહિ આવેલો એવો તેને એક અનુભવ થયો. પ્રાચીન કાળના ભક્તોના હેબ્રી ઇતિહાસકર્ત્તા જો હોત તો તેના વિષે તેઓ એવું લખત કે, એક દૂતે તેની સાથે મલયુદ્ધ કીધું. ત્યાં દેવ સાથે એક એવો સખત આજીજીનો શ્રમ બ્રેનર્ડે કર્યો કે જેમાં આખી રાત જતી રહી. આ આત્માને કેટલું ભારે દુઃખ! પાપ કેટલું બિહામણું છે તથા તેનો પ્રભાવ કેટલો છે તેનું દર્શન બ્રેનર્ડની આંખો આગળ તે કાળે તરી આવ્યું. વળી બ્રેનર્ડની વિશ્વાસશક્તિને એમ લાગ્યું કે, ફલાણેજ રસ્તે દેવને ચઢાવવાનો મારો અખતિયાર છે તેથી તેજ રસ્તે પકડી રાખવાનો પણ તેજ કાળે આ વિશ્વાસશક્તિએ દૃઢ નિશ્ચય કર્યો. હવે આ વાત આપણા માંહેના માણસપણામાં ભલા અને ભુંડા વચ્ચે જે ધમાલ ચાલે છે

તેનાથી તો ઘણીજ જુદી છે, અને એ આપણે જાણીએ છીએ. જેમ પ્રભુ આલોક આવીને ખ્રીસ્તની સાથે વધસ્તંભ પર દાખલ થયો અને એમ આપણાં પાપથી ઉદ્‌ભવેલી ભયંકર હાલતમાં ભળી ગયો તેજ પ્રમાણે આપણો મધ્યસ્થ ખ્રીસ્ત ઊંચો કરાઈને—આકાશમાં જઈને, પરમેશ્વર બાપની પાપ વિરૂદ્ધ થતી સખત લાગણીઓમાં તેમજ તેની ઉદ્ધારનાર તથા ખંડી લેનાર પ્રેમની લાગણીઓમાં તેની સાથે ભાગ લે છે. પ્રેમને ઉભરા આવે છે, અપાર પ્રેમ ઉભરાઈ જાય છે. પરમેશ્વર સાથેની સંગતથી આપણને માત્ર શાંતિ થાય છે એટલુંજ નહિ પરંતુ દુઃખ પણ થાય છે. તે સ્મરણિય આખી રાત્રિભર બ્રેનર્ડ પોતાના પ્રભુની સાથે ગેથસેમાનેમાં જાગૃત રહ્યો.

તેના કહેવા મુજબ ઘુંટણ પર પડી રહ્યા બાદ જ્યારે તે ઉઠયો ત્યારે થાકને લીધે તેનાથી ઊભું રહેવાયું નહિ, તેના કપાળ પર પરસેવાનાં બિંદુ બાઝી રહ્યાં હતાં. બિલકુલ બોલી શકાયું નહિ ત્યાં સુધી પરમેશ્વર આગળ તેણે કલ્પાંત કર્યું. પ્રાર્થના બાદ પરમેશ્વર પ્રત્યેના ભરોસાની અદ્‌ભુત લાગણીઓથી તેનું મન છલકાવા—ઉભરાવા લાગ્યું હોય અને તેની ઇચ્છા પરમેશ્વરની ઇચ્છાના રૂપમાં તદ્રુપ બની ગઈ હોય એવું તેને ભાસ્યું. “આ પૃથ્વી પરની સઘળી બાબતો અદૃશ્ય થઈ ગઈ, અને ત્યાર પછી હૃદયની તથા જીવનની પવિત્રતા સિવાય અને મૂર્તિપૂજકોના બદલાણ સિવાય બીજું કાંઈ પણ મને વિશેષ અગત્યનું લાગ્યું નહિ. પરમેશ્વર પોતે પોતાનું નામ વિધર્મીઓમાં ફેલાવે એવી હું ઊંડી તૃષ્ણા ધરાવતો હતો અને અતિશય છૂટથી મેં તેને જણાવ્યું હતું કે, મારા કોઇ પણ પરમાનંદ કરતાં પણ મેં તેને વિશેષ ગણ્યો છે. ખરેખર, આ દુનિયાના આનંદ માટે મને બિલકુલ ભાવના નહોતી. હું કયાં અથવા કેવી રીતે રહીશ તેની, અથવા તો નડવાની મુશ્કેલીઓની મને લેશમાત્ર પણ કાળજી ન રહી. ફક્ત ખ્રીસ્ત તરફ આત્માઓ જીતવા એ મારો મુખ્ય આશય થયો. ઊંઘમાં પણ આ બાબતોનાં મને વારંવાર સ્વપ્ન થતાં અને જાગી ઉઠતાં (કેમકે એવું મને ઘણીવાર થતું) પ્રથમ જે વિચાર મને સુઝતો તે લોકોને શેતાન વિરૂદ્ધ કરવા અને પરમેશ્વર તરફ આવવાની તેમને આજીજી કરવા વિષેનો હતો.

પરોઢિયે ઉઠીને જંગલમાં તે ફરીથી પ્રાર્થના કરવાને ત્વરાથી ગયો અને ત્યાંથી પાછા ફરતાં વિજય મળવાના મક્કમ ભરોસાપૂર્વક તે મૂર્તિપૂજકોના બલિદાન આપવાના સ્થળ તરફ વળ્યો. ત્યાં તો નૃત્ય ચાલી રહ્યું હતું. ઇન્ડીઅનો કૂદતાં, બૂમો પાડતાં, હવામાં હથિયારો ઊંચાં કરીને ચમકાવતાં, ઘેલા બન્યા હોય તેમ શરીરના જુદા જુદા ઘાટ બતાવતા, દુઃખ અને ક્લેશને લીધે જાણે શરીર મરડાવતા હોય તેમ કરતા, મ્હોં વાંકાંચુંકાં કરતા, ડોળા ફેરવતા, કુકુરના જેવો અવાજ કરતા, કુંફાડા મારતા અને ઉશ્કેરણીના

જુસ્સાથી ગાંડપણુ સુધી તેઓ વ્યર્થ પરિશ્રમ કરતા હતા. આ નાજુક મિશનરી, શાંતિથી તથા નિર્ભયપણે તેમના ભયંકર કુંડાળામાં પેઠા, અને આ જંગલી નૃત્ય બંધ કરવાનો હુકમ તેમને કર્યો. વાઘ સમાન માણુસો એક હલવાનથી ગાય સરખા બની ગયા અને રાંકપણે પરમેશ્વરના માણુસને આધીન થઈ તેની આસપાસ ટોળે વળ્યા અને સઘળા એક કાને થઇને જીવનની વાતો સાંભળવા લાગ્યા. આ પવિત્ર માણુસની જુસ્સા ભરેલી અને અસરકારક પ્રાર્થનાથી ઘણોજ ફાયદો થયો. આ ખ્રીસ્તી યોદ્ધો રણસંગ્રામમાં જયવાન થયા પછી પ્રાર્થનાના મુકામે જાય છે.

"પ્રાર્થના દ્વારેથી મળતું પરાક્રમ," એ મહાભારત પુસ્તકનો કર્તા બ્રેનર્ડના કાર્યનો નીચે મુજબ ટુંક સાર આપે છે:—"પરાક્રમી પ્રાર્થનાવાળા માણુસો આત્મિક પરાક્રમવાળા હોય છે. પ્રાર્થના અમર છે. બ્રેનર્ડનું આખું જીવન તે પ્રાર્થનામયી જીવન હતું. તે અહોનિશ પ્રાર્થના કર્યાં કરતો હતો. ભાષણુ કર્યાં પહેલાં અને ખલાસ થયા બાદ તે પ્રાર્થના કરતો હતો. નીઃસીમ ઝાડી વચ્ચે થઇને જતાં એકાંતમાં ઘોડા પર બેઠો બેઠો તે પ્રાર્થના કરતો હતો. તેના ઘાસના બિછાના પર પડયો પડયો તે પ્રાર્થના કરતો હતો. કલાકે કલાકે, દરરોજ, મોટે પરોઢિયે અને મોડી રાતે કાલાવાલા સાથ તે પરમેશ્વરની મુલાકાત કરતો હતો તથા પોતાના આત્માને પ્રભુ આગળ રેડી દેતો, ને ઉપવાસ તથા પ્રાર્થના કરતો હતો. પ્રાર્થનામાં દૃઢ રીતે તે પરમેશ્વરને વળગી રહ્યો. અને તેમજ પરમેશ્વર પણુ તેને તેવીજ રીતે વળગી રહ્યો અને તેથી જો કે તે મુઓ છે તો પણુ તે બોલે છે અને કામ કરે છે, અને અંત લગી તે બોલશે તથા કામ કરશે અને ગૌરવી દિવસે (ન્યાયકાળે) મહિમાવંત માણુસોમાં તે એક અગ્રેસર તરીકે દેખાશે."

થોડાં વર્ષો પર જ્યારે હિન્દુસ્તાનમાં મહા ભયંકર મરકી ચાલતી હતી ત્યારે કોઇની સૂચના વડે "પાયોનિયર" નામના પત્રમાં એક ભારે અને લાંબું લખાણુ કરવામાં આવ્યું હતું. તેમાં એવું જણાવવામાં આવ્યું હતું કે દરેક ધર્મના માણુસો, હિન્દુઓ પોતાના દેવાલયમાં, મુસલમાનો પોતાની મસજીદમાં અને ખ્રીસ્તીઓ પોતાના દેવળમાં એક ખાસ મુકરર કરેલા દિવસે મરકીના ભયંકર દુઃખ નિવારણાર્થે પ્રાર્થના કરે. અધિપતિએ ગમે તો મશ્કરીમાં અથવા ખરા મનથી પણુ લખાણુનો અંત આ રીતે આણ્યો હતો, "પણુ કેમ આપણે આપણાં પૂજાસ્થાનોમાં આ સૂચના મુજબ પ્રાર્થના ન કરીએ, એમ કરવામાં કંઈ દામ બેસતું નથી." પ્રાર્થના કરવામાં પ્રાર્થવાદી બ્રેનર્ડને પુછી જુઓ કે કંઈ દામ બેસે છે કે નહિ?

બ્રેનર્ડ પોતાના મિશનરી તરીકેના કર્તવ્યમાં પાંચ વર્ષ સુધી રહ્યો હતો. આટલા ટુંક અરસામાં બહુ કામ કરી નહિ શકાશે. એવી તેની ધારણા હશે.

ભુલથાપ કરવાના પંજામાંથી કાઢીને પવિત્રતા અને અંતરમાં રહેનાર તારનારનો માણસોને અનુભવ કરાવવા જતાં ઘણો વખત લાગે છે. કોઈ ચુસ્ત વિધર્મીનું એકદમ બદલાણુ કરી દેવાની આશા રાખી શકાય નહિ. પણ તેને પ્રથમ તો ધીરજથી શિક્ષણ આપવાથી ને રહેતાં રહેતાં તેના આત્માના તારણને વાસ્તે કયા સત્ય સિદ્ધાંતો છે તે તેને સમજાવવાથી તેનું બદલાણુ થઈ શકે છે. આ રીતે માણસનું બદલાણુ કરી શકાય છે કે કોઈ બીજી રીતે તે જાણવું હોય તો પુછો બ્રેનર્ડને.

**મહેનતનું ફળ મળે છે.**

બદલાણને સારૂ વાપરવાની આ રીત બ્રેનર્ડને બિલકુલ ગોઠતી આવી નહિ. તે કહે છે કે "આ કાર્યના નિભાવને અર્થે જે 'માનવંતી મંડળી' મારૂં ભરણપોષણ કરતી હતી તેના પ્રત્યે હું પોતાને એક બોજરૂપ ધારવા લાગ્યો." વળી તેણે કબુલ કર્યું કે મારા કામના શ્રમથી અથવા થાકથી કંટાળી જઇને નહિ, પરંતુ જે પૈસો ધાર્મિક કામને અર્થે અર્પણ કરવામાં આવે છે તે ઇન્ડીઅન લોકોની માત્ર ઉન્નતિ અને સુધારો કરવામાં અને તેમને ખ્રીસ્તી ધર્મ બાહ્ય રીતે કબૂલ કરાવવામાં વાપરવો એ બિલકુલ ગેરવ્યાજબી છે. એવી એક પ્રકારની ઉર્મી તેના અંતરમાં આવવાથી તથા તેને નિરાશા ઉત્પન્ન થવાથી તેજ વરસ પુરૂં થતાં તેના કામનો અંત આણવાનું તેણે ધાર્યું હતું. વિધર્મીઓને ધર્મના ભક્તિભાવની અસર થશે એવી, જેવીતેવી આશા રાખીને તેમની પાસે માત્ર ધર્મનાં નામ રખાવવાં અને ધર્મના રીતરિવાજો પળાવવા એ વાત બ્રેનર્ડના વિશ્વાસે કબુલ કરી નહિ. આવા પ્રકારનો તેનો વિશ્વાસ આ બાબતના ન્યાયચુકાદાને માટે ઈશ્વર આગળ જાય છે. આનો જવાબ એવો આવ્યો કે લોકોમાં ધર્મજાગૃતિ કરવી. આ ધર્મજાગૃતિ એવી તો ઉમદા થઇ કે તેના વિષે એક જીવનવૃત્તાંત લેખક એમ કહે છે કે, "તેની નોંધ, ખ્રીસ્તી ધર્મનાં મહાન કામોના અતિ પ્રસિદ્ધ બનાવોમાં એક બનાવ તરીકે રખાશે." આખરે જંગલના અંધકાર મધ્યે પરમેશ્વર હજુર પ્રાર્થનાનો જે બોજ લઈ જવામાં આવ્યો હતો અને જે હૈયાફાટ બૂમો પાડવામાં આવી હતી તથા અંધકારમાં સપડાઈ પડેલાને માટે જે દુ:ખની તીવ્ર લાગણીઓ ધરાવવામાં આવી હતી, તે સર્વનો જવાબ ભરપુરપણામાં આવ્યો; અને દૈવી કૃપાની આશિષોને પુષ્કળતાથી વરસાવવાને ગગનની બારીઓ પણ ખુલ્લી થઈ ગઇ. જ્યાં તેનું સાંભળવાને કોઈ ક્વચિતજ મળે ત્યાં આનંદ સહિત—રસ સહિત સાંભળનારાઓનો જથ્થો જોવામાં આવ્યો. લોકો તેના તરફ સઘળી દિશાએથી ધસારો કરવા લાગ્યા, અને તેના ઘોડાની લગામ પકડી તેને ઊભો રાખી તેની આસપાસ ટોળાબંધ એકત્ર મળ્યા, અને તેની શિખામણ તથા ઉપદેશનું રહસ્ય સમજવા મૌન્ય ધારણ કરી ઊભા રહેવા લાગ્યા, અને આત્માના દરદને લીધે અતિશય દુ:ખી થવા લાગ્યા. જેઓએ આ ધર્મજાગૃતિ વિષેનો બ્રેનર્ડનો હેવાલ વાંચ્યો નથી તેઓએ તે વાંચવાને કદી પણ

ચૂકવું નહિ. તે કહે છે કે "ઈન્ડીઅન લોકોની એક સમગ્ર સભાને, હું જ્યારે જાહેર ભાષણ આપતો ત્યારે મને એમ જણાયું કે, શ્રોતાજનોમાં મારા ભાષણથી કંઈક અસર થાય છે ખરી પરંતુ ખરી અસર થએલા માણસોનાં નામ દઇને હું જ્યારે બોલ્યો ત્યારે તેઓ દરેકને વળી વધારે અસર થઈ અને પરમેશ્વરનું પરાક્રમ, ભારે પવનની માફક અજાયબી પમાડે તેવા જુસ્સા સાથે તેઓમાં ઉતરતું દીસવા લાગ્યું. શ્રોતાજનોમાં સર્વત્ર જે અસર ફેલાઈ હતી તે જોઈને મુગ્ધ બની હું ઊભો રહ્યો, અને જેમ પાણીના પ્રચંડ પૂર અથવા ઉભરાતી ભરતીના બળના સપાટા આગળ ગમે તેવી વજનદાર વસ્તુ પણ ટકી ન શકતાં આગળ ધસડાઈ જાય છે, તેવી ભારે અસર મારા શ્રોતાજનોનાં હૃદય પર થએલી જણાઈ. ઘણાં વર્ષોથી દારૂડીઆં બની ગએલાં વૃદ્ધ પુરૂષો અને ડોસીઓ, જુવાનો અને ૭ સાત વર્ષની વયનાં છોકરાં પોતાના આત્માની ચિંતામાં ગુંથાએલાં જોવામાં આવ્યાં. જક્કીમાં જક્કી માણસોએ પણ આ વખતે તેમનાં મસ્તક નીચે નમાવ્યાં. તેઓનો એક મુખ્ય માણસ જે પહેલાં સાધારણ રીતે તેઓ બધામાં જ્ઞાની ગણાતો, ને ઈન્ડીઅન લોકો કરતાં પોતાની સ્થિતિ સારી સમજી પોતા વિષે જરા ગુમાન ધરાવતો અને પોતાને ન્યાયી ધારતો, તથા જેણે મને ખરી ખાતરીપૂર્વક આગલે દિવસે એમ કહ્યું હતું કે હું દશ વર્ષથી ખ્રીસ્તી છું, તે આ વખતે પોતાના આત્માની ખરી ચિંતા કરવા લાગ્યો અને પોક મૂકીને રડયો. વળી એક બીજો માણસ કે જે ઉમરે મોટો હતો તે ખૂની, છલમબાજ તથા પ્રખ્યાત દારૂડિયો હતો, તે પણ પહેલા માણસની માફક ઘણું રૂદન કરી ઈશ્વરી દયા માગવા લાગ્યો.

ઈન્ડીઆમાં બનતા આવા બનાવો વિષે આપણે માહિતગાર છીએ. ઘરોમાં તથા ઘરની બહાર રહીને તેઓ બધા દેવની કૃપા પામવા માટે રોતા તથા પ્રાર્થના કરતા હતા. તેઓમાંના ઘણા તો ચાલી શકયા નહિ તેમજ ઊભા પણ રહી શકયા નહિ. તેઓમાંના દરેકને પોતા સંબંધી એટલી બધી તો ચિંતા હતી કે તેઓને તેમની આસપાસ ઊભા રહેલાઓની પણ જાણ નહોતી એમ દેખાતું. પરંતુ તેઓમાંનો દરેક પોતાને માટે મોટેથી પ્રાર્થના કરતો હતો, વળી મારા ધારવા પ્રમાણે તેઓમાંનો દરેક પોતા વિષે એમ સમજતો હશે કે હું એક જંગલમાં છું, અથવા એમ નહિ તો એમ હશે કે પોતા વિષે અને પોતાની સ્થિતિ વિષે તેઓમાંનો દરેક વિચાર કરતો હશે, અને આમ જો કે તેઓ સર્વ એકત્ર થઈને પ્રાર્થના કરતા હતા તોપણ જાણે દરેક પોતાને વાસ્તે એકાંતમાં રહીને પ્રાર્થના કરતો હોય એમ લાગતું હતું.

જેને ખ્રીસ્ત મળવાથી પુષ્કળ આનંદ થયો હતો એવી એક સ્ત્રી વિષે બ્રેનર્ડ કહે છે કે "આવી આત્મિક હીલચાલમાં ગુંથાયલાં સર્વ માણસો કરતાં આ બાઇને પાપ તથા તેની દુર્દશાની ખાતરી તથા ઊંડી લાગણી થઈ હતી તેમજ

જેટલી બારીકીથી તેણીએ પોતાના હૃદયને તપાસ્યું હતું તેટલી બારીકીથી કોઇએ પણ પોતાના હૃદયને તપાસ્યું હોય એવું મને માલમ પડયું નહિ.” ત્યાર પછી તે તેણીને થએલા આનંદ વિષે કહે છે કે, “આ મધુર અને અજાયબ જેવો આનંદ ખ્રીસ્તની ઉત્તમતા, તેનું સૌંદર્ય, અને ગૌરવની શોધખોળ કરવાથી તેણીને થયો હતો એમ જણાયું. આ મનહર દિલાસાનો ઉપભોગ કરનારા, માત્ર જેઓને બારીક તપાસ કરતાં એમ જણાયું હતું કે, અમને મળેલો દિલાસો ખૂદ દૈવી તથા “પવિત્ર આત્માનો આનંદજ” છે એવી જાણવાળા હતા. હવે પેલી બાઇએ ધર્મની ખરી હકીકતોને પુરેપુરી સત્ય છે એમ માની લીધું. પાપ કેટલું બધું ભુંડું છે તેની હવે તેણીને પાકી સમજ પડી, અને હવે તેનાથી ઘણે છેટે રહેવાનું તેણીએ ખોળી કાઢયું. અને આવું અજબ બદલાણ પામનાર તે તો અસલી જંગલોના ભયંકર ભાગોમાં વસનાર એક અમેરિકન ઇન્ડીઅન સ્ત્રી હતી!

**બદલાએલાં જીવનો.**

બ્રેનર્ડથી બદલાણ પામેલાં માણસોમાં માત્ર લાગણીઓનાજ ઉભરા જોવાથી તેને કદી પણ સંતોષ થતો નહિ, પણ તેઓની ખ્રીસ્તી ધર્મની કબૂલાત ખરી છે કે ખોટી તેની અજમાયશ બ્રેનર્ડ તેઓની રોજીંદી જીંદગીમાં કરતો હતો. અને આ જંગલી લોકોમાં થએલી ધર્મજાગૃતિની સભાઓ સદા પ્રાધાન્ય-પદ ભોગવે છે તે, તેઓનામાં દાખલ કરવામાં આવેલા ભારે નૈતિક સુધારાના કારણથીજ. દારૂ પીવો એ તો સુધારાની સાથે સંબંધ ધરાવતો તેઓનો “અતિ વ્હાલો દુર્ગુણ” હતો. આ દુર્ગુણથી તેઓમાં માહોમાંહે ભયાનક હાનિ થતી હતી. દારૂથી લોકોની જે સત્વર અવદશા થાય છે તેનો ખરો અને જગજાહેર દાખલો, ઉત્તર અમેરિકાના ઇન્ડીઅન લોકો સિવાય પૃથ્વીના બીજા કોઈ પણ લોકોના ઇતિહાસમાં મળી શકશે નહિ. આ દગલબાજ શત્રુનું બળ આ લોકો-માંથી તુટયું તે વિષેની નોંધ બ્રેનર્ડ આભારી અંતઃકરણથી કરે છે. વળી બીજા દુરાચરણો પણ લોકો પોતામાંથી કાઢવા લાગ્યા. સર્વ પ્રકારનું જંગલીપણું અને મૂર્તિપૂજક રિવાજો તજી દઈ તેઓ પોતાનાં દેવાં ભરી દેવા લાગ્યા તથા સ્વભાવે મળતાવડા, નિયમિત તથા માયાળુ બનવા લાગ્યા. ઇન્ડીઅનોમાં આવા નીતિમય ફેરફારોથી ત્યાં વસનાર ગોરા લોકો કે જેઓનો મોટો ભાગ બ્રેનર્ડના કામ તરફ ઇર્ષાવાળા ભાવથી જોતો હતો, તેઓનું તેઓ પ્રત્યે આકર્ષણ થવા લાગ્યું. આ પ્રેરિત લખે છે કે, “માત્ર નવજ મહીના ઉપર આ લોકો મૂર્તિપૂજાના અંધકાર અને વ્હેમમાં રહી મુગી મૂર્તિ અને ભૂતોને પૂજતા હતા. પણ હાલ તો સાર્વજનિક અને મારી ખાનગી સભાઓમાં વળી મને જે હર્ષ થાય છે, તેટલો બીજી કોઈમાં પણ મને થતો નથી. આ મારી પોતાની ટોળીની જાહેર સભા, જેમાં પરમેશ્વરની જેટલી હાજરી અને પરસ્પર ભાઈ-પણાનો પ્રેમ જણાય છે તેટલો બીજી કોઈમાં પણ જણાતો હોય એ હું જાણતો

નથી. અહા! આતો અજબ ફેરફાર કહેવાય! ઇશ્વિરી પરાક્રમ અને દૈવી કૃપા સિવાય બીજા શાથી એ થયો હોય!

આ જંગલની ધર્મજાગૃતિની સભાઓમાં જનાર એક વિદ્યાર્થી તે સભાઓ વિષે લખે છે કે:—"ઇન્ડીઅન લોકો તેમના ધર્મની છેક નીચ અને અતી અધમ સ્થિતિમાંથી બદલાઇને શુદ્ધ, ભક્તિવાન અને હોશિયાર ખ્રીસ્તીઓ થયા છે. તેઓમાંથી સઘળા દુર્ગુણ જતા રહ્યા છે. ખ્રીસ્તી ધર્મની બાહ્ય ફરજો પ્રતિ લક્ષ દઈ તે પ્રમાણે વર્તન કરે છે. તેઓમાં કૌટુંબિક પ્રાર્થનાઓ ચાલી રહી છે; સાબ્બાથવાર સ્થાપવામાં આવ્યો છે અને ચુસ્તપણે તેનું પાલન થવા લાગ્યું છે. ધર્મની આંતરિક સૌંદર્યતા લોકોમાં વૃદ્ધિ પામતા ધાર્મિક બળ અને ધાર્મિક માધુર્યથી દેખાય છે."

જ્યાં સુધી ખ્રીસ્ત પૂર્ણપણે તેઓમાં આવીને રહ્યો નહિ ત્યાં સુધી બ્રેનર્ડ પ્રાર્થનામાં અતિ મશગુલ રહ્યો. ધર્મજાગૃતિ અગાઉ બ્રેનર્ડે ઉપદેશ અને પ્રાર્થનામાં જે ઉમદા મહેનત લીધી હતી તે, ધર્મજાગૃતિ પછીથી પણ તેણે તેવીજ રીતે ચાલુ રાખી. તે પોતાના બદલાણ પામેલા લોકો પાસે રહી તેમને દરરોજ નીતિનું શિક્ષણ આપતો. દરેક જણનું આત્મિક બદલાણ થયું છે એવું તો ઝટ માની લેતો નહોતો. કેટલીકવાર માણસમાં થયલા ધર્મ સંબંધીના સુધારાની સંતોષકારક સાબિતીઓ જ્યાં સુધી આપવામાં ન આવતી ત્યાં સુધી બાપ્તિસ્મા આપવાનું તે મુલતવી રાખતો. તેનું કામ તો ઘણું ભારે અને મંડળીનું બંધારણ કરનારૂં હતું આ મહાન ધર્મસંજીવન સભાનું પુન: અવલોકન કરતાં તે કહે છે કે, "જે સઘળા ઇન્ડીઅન યુવકોને મેં બાપ્તિસ્મા આપ્યાં છે તેમાંનો એક પણ, પરમેશ્વરે હૃદયમાં કૃપાનું ખાસ કામ કર્યું હતું એમ મારી ખાતરી થાય માટે તેનાં ચોકસ પ્રમાણો આપ્યા સિવાય રહ્યો નહિ."

ધર્મસંજીવનપણાના ઉમેદવારોને એક વધુ બાબત કહેવાની છે તે એ છે કે બ્રેનર્ડના ઉપદેશનો મુખ્ય વિષય **દેવનો પ્રેમ હતો.** તે સમયના ઉપદેશકો સુવાર્તાની વધારે અઘરી બાબતોને તે લોકોની આગળ મક્કમ વફાદારીથી ધરતા હતા. વળી વજ્ર સમાન હૃદયના અને વૃદ્ધ પ્યુરિટન ભક્તો કે જેઓ નાશ પામેલાઓની નર્કની સ્થિતિનો ભયંકર અને કમ્પારી છુટે તેવો આબેહુબ દેખાવ ચિતરી શકતા હતા તેઓને તે અઘરી બાબતો બરાબર લાગુ પડતી હતી. બ્રેનર્ડ કહે છે કે, "પરંતુ આ મોટી જાગૃતિમાં ભયભીત કરે તેવાં ભાષણોથી ઉશ્કેરણી બિલકુલ આવી નહિ, પણ જ્યારે જ્યારે હું મૃત્યુ પામેલા ત્રાતાનાં દુ:ખો, સુવાર્તાના સંખ્યાબંધ તારણના ઇલાજો અને અધમ પાપી પ્રત્યે દેવની કૃપા એ વિગેરેની વિષે વાત કરતો ત્યારે અજબ કામ થતું હતું."

**તેના ઉપદેશનો હેતુ.**

ડો. જોવેટે નીચેની જે સૂચના કરી છે તેમાં હિંદના રહીશોને માટે એક બોધ સમાએલો છે; "પોતાના જીવન જેવાંજ બીજાં અનેક જીવન પોતાની આખી દેશજાતિમાં થાય એવી આશા રાખનારા જનોને પ્રથમ કેટલેક પ્રમાણે પોતાની જીંદગી અર્પી દેવી—ખરચી નાખવી પડે છે." અને આ પ્રમાણનો દાખલો બ્રેનર્ડના જીવનમાં જોવામાં આવે છે: તેના જીવન પરથી જે અદ્દ્ભુત અસર લોકોના મન પર થઈ તે ઉપરોક્ત પ્રમાણના કારણથીજ. તે જંગલમાં રહેનારાં જડ માણસો આગળ બ્રેનર્ડ કપાએલા હલવાન યાને ખ્રીસ્ત જેવો દેખાતો હતો. તેનામાં જે ખ્રીસ્તને માટે અર્પાઈ જવાની—બલિદાન કરી દેવાની આસ્થા હતી તે આસ્થાએ **સૂર્યનાં કિરણો માફક તેના જીવનને** પ્રસાર્યું—ફેલાવ્યું. બ્રેનર્ડની ત્રીસ વર્ષની વય પહેલાં મિ. બાઉન્ડસે રચેલી "પ્રાર્થના દ્વારેથી મળતું પરાક્રમ" એ નામની એક ચોપડીમાં તેના વિષે તે કહે છે કે "પૃથ્વી પરની ઐતિહાસિક વાતોમાં બ્રેનર્ડના કરતાં બીજી એકે વધુ ઉમદા વાત નથી." એક વેળા પોતાનાં સંસ્થાનોમાં ફરી ફરીને તે જ્યારે સગાં સહોદરની મુલાકાત કરતો હતો ત્યારે આખર વખતે તે માંદગીમાં સપડાઈ ગયો. આ પ્રમાણે અંતના દિવસો તે ઇશ્વરીકૃપાથી પોતાના મિત્રો મધ્યે ગાળી શક્યો, અને આમ તેના મિત્રો તરફથી તેને દિલાસા મળવાથી તેનાં દુ:ખોનું દર્દ તેને જરા નરમ લાગતું હતું. એક માણસ કે જેણે ખ્રીસ્તને ખાતર વાપરવાને પોતાનો પ્રેમ વશ કર્યો હતો તે અંત સમયે તેની પાસે રહીને તેની સારવાર કરતો હતો.

તેની મિશનરી તરીકેની જીંદગી સુધીમાં તેને જે જે કષ્ટો પડયાં તે સઘળાં તેની કબરમાંથી તેના પર ઝબકતા તેજમાં ને તેજમાં અલોપ થઈ ગયાં. જીવતાં વિરાત્મા અને મરતાં ઉલ્લાસી એવો આ અમેરિકન ઇન્ડિયન લોકોનો પ્રેરિત સદાકાળના માંડવાઓમાં ચાલ્યો ગયો. જો કે કુદરત એટલી બધી ઉદાર વૃત્તિની દેખાય છે, તોપણ ખંતે કરેલા કાર્યને તે કદી પણ નિરર્થક જવા દેતી નથી. કુદરતમાંથી કદી પણ કંઈ નાશ પામતું નથી. શુષ્કાવસ્થામાં આવીને વૃક્ષ પરથી ખરી પડેલું પાન જો કે નકામા જેવું દેખાય છે તોપણ તે નકામું જતું નથી. જમીનમાં તે ગુમ થઈ જાય છે ખરૂં, પરંતુ ગુલાબનો છોડ, રેષા, પાંદડાં અને તેની કળીઓ થવાનાં તત્ત્વો તેમાંથી મળી આવે છે. આ

**તેની જીવન-મર્યાદા.**

તત્ત્વોને તે છોડ શોષી લે છે. આજ પ્રમાણે પરમેશ્વર પણ પોતાની આત્મિક દુનિયામાં આત્મિક તત્ત્વોનું રક્ષણ કરવા ઓછી દરકાર કરતો નથી. ડેવિડ બ્રેનર્ડ નવી દુનિયા અથવા અમેરિકાનાં જંગલોમાં વસનાર પશુતુલ્ય માણસોને પોતાની જીંદગી અર્પે છે. શું એ ઉમદા જીંદગી વ્યર્થ ગઈ કહેવાય? શું એ જીંદગી જમીન પર ઢોળાઈ ગએલું પાણી, જે પુન: એકઠું કરી શકાતું નથી તેના જેવી થઈ ગઈ?

ના, તે તો જંગલમાં બળતા પેલા ઝાડવા જેવી હતી. ઘણા માણસો જેઓ તે "મહાન દેખાવ" જોવા ગયા છે તેઓને એમ માલમ પડયું છે કે, અમે જે ભૂમિ પર ઊભા છીએ તે તો પવિત્ર ભૂમિ છે, અને બળતા ઝાડવામાંથી અમે પરમેશ્વરનો જે સ્વર સાંભળ્યો છે તે અમને ડેવિડ બ્રેનર્ડના જેવીજ સેવા કરવાનું સૂચવે છે. દાખલા તરીકે, જુઓ વીસ વર્ષનો ડેવિડ લિવિંગ્સ્ટન કરીને એક શખ્સ બ્રેનર્ડની જીંદગીના નમુનાથી આસ્થિક બનીને મિશનેરી થવાને ઉશ્કેરાયો. અહા! અમેરિકાનાં તરૂણ જંગલોમાં બળતા પેલા ઝાડવાએ અધિક અંધારા આફ્રિકામાં અગ્નિજ્વાળા પ્રકટાવી દીધી. વળી જુઓ વિલ્યમ કૅરી કે જેને પોતાનો મોચીનો ધંધો કરતાં કરતાં ડેવિડ બ્રેનર્ડની અગ્નિજ્વાળા લાગી અને તેથી હિંદુસ્તાનમાં ખ્રીસ્તની મંડળીનો પાયો નાખવા આવવાને તે પ્રેરાયો. ડેવિડ બ્રેનર્ડ તો અમેરિકાનાં જંગલોમાં વસનાર થોડા પશુતુલ્ય માણસોને "જીવનની વાતો" આપે છે, પરંતુ આત્મિક રીતે તેનો વંશજ વિલ્યમ કૅરી કે જેના પોતાથી અથવા જેના અધિપતિપણા નીચે લગભગ ૩૪ ભાષાઓમાં શાસ્ત્રના તરજુમા થયા, તેની મારફતે હિંદુસ્તાનમાં લાખો જણને તે દેવની વાતો કહે છે. વળી નવી દુનિયાના ઇન્ડિયનોમાં ડેવિડ બ્રેનર્ડ પાંચ વરસની ટૂંકી મુદ્દત સુધી રહ્યો, પરંતુ કૅરીની મારફતે પૂર્વ ઈન્ડીયામાં મહેનતથી ભરપુર, લાંબાં અને ફળદાયક એવાં ચાળીસ વરસ સુધી તે રહ્યો.

પરમેશ્વરને માટે અમેરિકાના જંગલમાં પ્રજ્વલિત થએલા બ્રેનર્ડના પ્રકાશથી આકર્ષાઈને, કેમબ્રીજનો એક હોશિયાર વિદ્યાર્થી હેન્રી માર્ટીન પણ મિશનનાં કામમાં પોતે અર્પણ થાય છે, અને તે હિન્દુસ્તાનમાં તથા ઈરાનમાં પોતાની અર્પિત જીંદગી ગાળે છે. ડેવિડ બ્રેનર્ડ પોતાની જીંદગી ખોએ છે ખરો, પરંતુ તે જીંદગી પરમેશ્વર હેન્રી માર્ટીનમાં પાછી મૂકે છે. કેમ્બ્રીજનો અતિશય હોશિયાર વિદ્યાર્થી અને ગણિતશાસ્ત્રમાં પ્રવિણતા પામેલો માણસ "નિર્ણય કરવાની ખીણમાં" ઉતરી પડીને તથા તેના પાંડિત્યના સઘળા ફાયદાઓ, લાભો, આનંદ અને સુખ અને એ સર્વ કરતાં તેને ઘણું ફાયદાકારક અને આ દુનિયામાં તેને જે સૌથી વધુપ્રિય જન હતું તેની સાથે લગ્ન કરવાની તેની અમુલ્ય આશાનો ભોગ આપતાં તે એમ લખે છે કે, "મેં ડેવિડ બ્રેનર્ડ વિષે વિચાર કર્યો અને પરમેશ્વરે તેનામાં જે ત્યાગીપણું અને પવિત્ર આત્માનો શ્વાસ મૂકયો હતો તે મારામાં આવે એવું મેં પણ આતુરતાથી માગ્યું." આ પછી બાર વર્ષે "યુવાવસ્થાના ખરા અવસરમાં આ ખ્રીસ્તી વિરલો અજાણ્યા લોકો મધ્યે અને એકાંતપણામાં મૃત્યુ પામે છે, અને મૂર્તિપૂજકોની એક કબરમાં દટાય છે.

ડેવિડ બ્રેનર્ડના પ્રાર્થિક જુસ્સાથી અને પૂર્ણાર્પણ કરવાની આસ્થાથી જેઓનાં હૃદયો આકર્ષાયાં છે તેઓની નામમાળામાં હજી એક વધુ નામ પરોવવું જોઇએ. અમેરિકન ઇન્ડિયન લોકોના પ્રેરિતથી—બ્રેનર્ડથી સ્કોટ્લાંડનો એક યુવક પ્રેરાયો.

આ યુવક યહુદી લોકોનો એક મોટો પ્રેરિત થઈ ગયો. તેણે પસંદ કરાએલી પ્રજામાં તેઓના મસીહ અને તેની તારવાની શક્તિનું જ્ઞાન આપવાને એક એવી ભારે હીલચાલ કરી કે જેને આધારે પચાસ જુદી જુદી સંસ્થાઓ સ્થપાઈ છે. અને તે તો રોબર્ટ મરે મકચેન છે. તેના વિષે એવું કહેવામાં આવે છે કે, તે પરમેશ્વરનું પરાક્રમ સ્કોટ્‌લાંડ પર ખેંચી લાવ્યો અને તે હજી પણ તેમના પર છે.

હવે મંડળી કામ કરતાં શીખે છે. અત્યાર પૂર્વે તેનાં કામ આટલાં ભિન્ન ભિન્ન અને આટલાં બધાં વિસ્તારમાં નહોતાં. તેમજ મંડળી પ્રાર્થના કરતાં પણ શીખે છે. આ તો એક અતિ ભારે વાત છે કે, પ્રાર્થનાથી ઉદ્‌ભવતી આસ્થા–હોંસથી ખ્રીસ્તની સેવા, મંડળી દુનિયામાં કરે છે અને કે આ ઉમદા આસ્થા, પ્રાર્થનાનું કેટલું બળ છે તથા તેની કેટલી આવશ્યકતા છે તે ફરીથી ખોળી કાઢવાને મંડળીને પ્રેરે છે—જગાડે છે. હાલનો જમાનો તો વિદ્વાન ને કળાવાન છે. જેમ જેમ અજ્ઞાનપણાના અંધારામાં પ્રગતિ પામતી વિદ્યાનું અજવાળું પડે છે તેમ તેમ લોકોના વ્હેમો અદૃશ્ય થાય છે. કોઈ સાધુ અથવા તો કોઈ ભર ઊંઘમાં પડયો હોય એવો નહિ, પરંતુ કહીને નહિ પણ કરીને બતાવનાર, તથા આકાશી રાજ્યની વાસ્તવિક બાબતોમાં લુબ્ધ બની ગએલો અને હિંદમાં ખ્રીસ્તની વિરૂદ્ધ ખડી રહેલી રાક્ષસી અડચણો સામે હામ ભીડનાર એવો એક માણસ આ જમાનામાં "ચમત્કારો તથા વિશ્વાસથી અદ્‌ભુત કામો કરવાં એ આપણો ખ્રીસ્તી ધર્મ તથા ખાસ હક છે...એમ કહેતાં જો સાંભળીએ તો કેટલું ચોંકી ઉઠાય! જેમ આ આ ' વિશ્વમંડળ એક સ્થિતિસ્થાપક યંત્ર નથી પણ ખ્રીસ્તની એક એવા પ્રકારની વ્યવસ્થા છે કે જેથી કરીને પરમેશ્વરની અગાધ સંપત સાધનો આપણા વાસ્તવિક હેતુભાવને સારૂ મફત ખુલ્લાં મૂકવામાં આવ્યાં છે તેમજ ખ્રીસ્તી અર્થમાં સમજતાં ચમત્કાર અને પ્રાર્થના—આ બે બાહ્ય અને આંતરિક દેખાવો છે.*

**પ્રાર્થનાનું વજન.**

રે, હિંદુસ્તાનના મારા સાથી કામદારો, અમે દેવની મંડળીને માટે ઉપદેશકો તથા શિક્ષકો ઊભા કરવાને માગીએ છીએ, અને માણસોને પ્રાર્થના કરતાં શિખવવું તે, હિંદુસ્તાનને જલદી ખ્રીસ્ત તરફ જીતી લેવાના આપણા સર્વ પ્રયાસ કરતાં પણ વધુ વજનદાર છે, એ શું તમે ધ્યાનમાં રાખો છો?

P. S. Hyde.

---

* Hogg, in Christ's Message of the Kingdom.

# પ્રકરણ ૫ મું.

## ISABELLA THOBURN, THE WOMAN OF AN UNDYING DEVOTION.

## ઈઝાબેલા થોબર્ન, અમર ભક્તિભાવવાળી એક બાનુ.

### "ખ્રીસ્તનો પ્રેમ અમારૂં આકર્ષણ કરે છે."

ઈઝાબેલા થોબર્નનું નામ એ એક ખુશબોથી ભરપુર છે. તેમનું આખું જીવન સદા સુગંધી પ્રસરાવતા ધૂપ જેવું હતું. તેમને જાતે ઓળખનારાઓ તથા બીજા ઘણા અન્ય જનો તરફથી તેમના ખ્રીસ્ત ઈસુના જેવા ભક્તિભાવ વિષે સાંભળનારાઓ પણ હજી સુધી પ્રેમ અને માનપૂર્વક તેમનું નામ લે છે.

**તેમના જીવનની મુખ્ય વાત.**

તેમનો પ્રેમ એ તેમની જીંદગીની મુખ્ય વાત હતી. અને આ પ્રેમ તેઓ નિરંતર બેહદપણે પ્રકટ કરતાં હતાં. મિસ થોબર્ન પહેલા કરીંથીઓના તેરમા અધ્યાયાનુસાર પોતાનું જીવન ગાળતાં હતાં એવું કહેવું અલંકૃત અથવા અતિશયોક્તિવાળું કહી શકાય નહિ. તેમનું જીવન, કામકાજ અને આચારવિચાર, તથા તેમનાં ગુણલક્ષણના ભાગ વિભાગ પાડી શકાય, પરંતુ તે સઘળાં ખ્રીસ્તનો પ્રેમ કે જે તેમનામાં હમેશ ભરપુરપણે હતો તેમાંથી ઉદ્ભવ પામતાં હતાં, અને તેનેજ આધીન હતાં એમ માલમ પડે છે.

**તેમનાં માતપિતા.**

આ પ્રેમે સ્વાભાવિક રીતે તેમને જનસમાજની એવી સેવા, સુશ્રુષા કરવાને પ્રેર્યાં કે જે ખરેખર પ્રશંસનિય હતી, અને વળી પોતાને માટે કંઇ પણ ચીજ મેળવવાનો નકાર કરે એવા દુર્લભ પ્રકારની નિઃસ્વાર્થતા તેમનામાં પ્રકટ કરી.

ઈઝાબેલા થોબર્નની જીંદગીમાં, ધર્મનિષ્ટ માતપિતાની થએલી અસર પ્રત્યક્ષ દશ્યમાન થતી હતી. થોબર્ન કુટુમ્બનું ઓહાઇઓમાં આવેલા સેંટ ક્લેરસવિલમાંનું ઘર કંઈ દ્રવ્યથી ભરેલું નહોતું, પરંતુ ત્યાં પરમેશ્વરને માન આપવામાં આવતું હતું તથા તેની બીક રાખવામાં આવતી હતી અને ત્યાં એક બંધન તરીકે સમજીને તો નહિજ, પરંતુ મળેલા એક મુલ્યવાન હક્ક તરીકે સમજીને દેવની ભક્તિ કરવામાં આવતી હતી.

**મિશનરી કામ પ્રતિ તેમની આસ્થા.**

આ ઘર કે જેમાં આઠ છોકરાં તો હતાંજ તેમાં ઈ. સ. ૧૮૪૦ ના માર્ચની ૨૯ મીએ ઈઝાબેલા થોબર્નનો જન્મ થયો. પિતા શુદ્ધ ચાલનો અને ઊંડા ધાર્મિક જીવનવાળો માણુસ હતો, અને જો કે તે ઈઝાબેલાની દશ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો તો પણ સત્યતામાં તેના હિમ્મતભર્યા ચુસ્તપણાએ તથા પરમેશ્વર પ્રત્યેની તેની બીકે તે બાઈ પર ઊંડી અસર કીધી હતી. વળી તેમની માતુશ્રીના તરફથી પણ તેમને અજાયબ જેવી નૈતિક હિમ્મત અને પ્રશંસાને પાત્ર એવો ખરો દયાભાવ વારસામાં મળ્યો હતો.

બન્ને મા ને બાપ પરદેશમાં મિશનના કામમાં ચુસ્ત, ભરોસાદાર અને તેને ટેકો આપનાર હતાં. અને આ તેમના જુસ્સાએ તેમનાં બાળકોનાં મગજો પર અસર કરી.

પોતાની બાલ્યાવસ્થાના દિવસોમાં બનેલા એક નાના બનાવ વિષે મિસ થોબર્નના પોતાના કહેવાથીજ પરદેશમાં સેવાકાર્ય પર તેમની કેટલી આસ્થા હતી તે સમજાશે. તેમજ આ છોડીનામાં તેની માતાનો સ્વાર્પણનો ભાવ જે તેનામાં ચોખ્ખી રીતે જેવામાં આવતો હતો તે પણ આપણી સમજમાં ઉતરશે. તેઓના ખેતર પર કેટલુંક કરજ ચઢયું હતું, જે તેઓ વરસોવરસ ધીમે ધીમે ચુકવતાં હતાં. આમ જ્યારે આખરે દેવું ભરી દેવામાં આવ્યું ત્યારે તેમના ઘરમાં ઘણોજ આનંદ ઉત્સવ કરવામાં આવ્યો. છોકરાંનો પિતા ખેતરમાં થએલા પાકને વેચીને તથા ગીરે મૂકેલી ચીજ અને ત્રીસ ત્રીસ રૂપિયાની કિમ્મતના બે સોનાના સિક્કાઓ લઈને ઘેર આવ્યો. આ બેમાંનો એક તેણે તેની સ્ત્રીના ખોળામાં નાખીને કહ્યું કે, “એનાથી તમો શિયાળાને માટે નવો જભ્ભો ખરીદજો અને આ બીજો આપણે પરદેશમાં મિશનના ઉઘરાણામાં સ્તુત્યર્પણ તરીકે આપીશું.” માતાએ પોતાના ખોળામાં પડેલા સિક્કાને હાથમાં લીધો, પળવાર વિચારપૂર્વક તેના તરફ જોઈ રહી, અને પછી તેને પોતાના પતિના હાથમાં પાછો આપતાં બોલી કે, “ચાલો, આપણે બન્ને સ્તુત્યર્પણ તરીકે આપી દઈએ, હું મારે મારો જુનો જભ્ભોજ રાખીશ.”

આવી આ ભક્તિમાન માતાની અથાગ અસરને આધારેજ ઈઝાબેલા થોબર્નનું ચાલચલણ ઘડાયું અને જીંદગી પર્યંત કેળવાઈ. મિસ થોબર્ને માત્ર નિશાળમાંજ કેળવણી લીધી નહોતી. તેમની બાલ્યાવસ્થામાં તથા જુવાનીના વખતમાં જે ઉત્તમોત્તમ નિશાળો તે વખતે હતી તેમાં તેમણે અભ્યાસ કર્યો હતો, પરંતુ તેઓ સદા શીખતાંજ રહેતાં હતાં. કુદરતમાં અને પુસ્તકોમાં નજરે પડતી સુંદરતાની કદર અને પ્રેમવડે તેમને શિક્ષણની સ્ફુર્તિ મળી અને કળા અને સાહિત્ય પર ખરો રસ તેમનામાં ઉત્પન્ન થયો. તેમના બાળપણનાં દિવસોમાં અમેરિકાના લૉંગફેલો અને વ્હીટિયર કવિનાં લખાણો ખ્યાતિ પામતા હતાં. અને ખબરપત્રોમાં તેઓની કવિતાઓ જ્યારે પ્રથમજ આવવા લાગી

ત્યારે તેઓને આતુરતા અને કદરપૂર્વક વાંચનારાઓમાં આ બાનુ પણ એક હતાં. વ્હીટિયરની "ટેન્ટ ઑન ધ બીચ" એ નામની પ્રથમજ છપાએલી કવિતા વાંચવાથી તેમને કેટલો બધો આનંદ થયો હતો તે વિષે તેમણે તેમની જીંદગીના છેલ્લા માસમાં તેમના એક મિત્રને કહ્યું હતું.

**કેળવણી.**

મિસ થોબર્ન હોશિયાર વિદ્યાર્થી હતાં એટલુંજ નહિ પણ તેઓ એક પૂર્ણ વિદ્યાર્થી હતાં, કારણ કે જે જ્ઞાન તેમણે પોતાને માટે મેળવ્યું હતું તે બીજાઓને પમાડવાનો ગુણ—સ્વભાવ તેમનામાં હતો. આ ગુણ ફક્ત હોશિયારીમાં ઘણીવાર જોવામાં આવતો નથી. આ તેમના પૂર્ણપણાના પરિણામે તેમનું મન અનુપમ રીતે કસાયું—ઘડાયું.

મિસ થોબર્ન શિક્ષિકા થાય એ સ્વાભાવિક હતું. આ વખતે શિક્ષકોની મોટી ખોટ હતી તેમજ માત્ર નહિ, પરંતુ પોતાની સ્વાભાવિક યોગ્યતાને લીધે તેમણે આ ધંધો પસંદ કીધો, અને અઢાર વર્ષની નાની વયે તેમની પ્રથમ નિશાળને તેમણે શિક્ષણ આપવાનું શરૂ કર્યું.

શરૂઆતથીજ શિક્ષિકા તરીકેની તેમની ફતેહ પ્રશંસનિય હતી. તેમની નિષ્કપટ મમતા અને વિદ્યાર્થી તરફ તેમના ખરા ઉત્સાહને લીધે તેઓ તેમના વિદ્યાર્થીઓમાં એક ખરાં શિક્ષિકા અને મિત્ર બની ગયાં. અને જ્યાં જ્યાં આવો સંબંધ હોય છે ત્યાં ઐક્યતા અને પ્રગતિ થાયછેજ થાય છે. છોકરાંને શિખવવાના તેમના વિષય, સાહિત્ય, ઇતિહાસ, અને ગણિતશાસ્ત્ર તે તેમને ઘણાજ રમુજી લાગતા હતા અને પોતાના વિદ્યાર્થીઓને પણ તે તેમાં રમુજ પમાડતાં હતાં.

**શિક્ષિકા થાય છે.**

જો કે તેમને તેમનું ભવિષ્ય માલમ નહોતું પણ હિંદુસ્તાનની સ્ત્રીઓમાં ઉચ્ચ કેળવણી અને વધુત્તર ઉમદા અને વિશેષ મહત્વતાનાં કામોની સંસ્થાપના કરવાને તથા એશિયામાં સ્ત્રીઓની પહેલીજ ખ્રીસ્તી પાઠશાળાનું સ્થાપન કરવાને તેઓ આ આઠ દશ વર્ષ દરમિયાન શિક્ષકનું કામ કરીને પોતાને તૈયાર કર્યાં હતાં.

મિસ થોબર્નના કાર્યના તેડા સંબંધીની વાર્તા એ તો સાંભળવાને તત્પરતા રાખવાની અને તેનું પાલન કરવાને એકદમ તૈયાર થવાની વાત છે. તેમનો ભાઈ જે હિંદુસ્તાનમાં એક મિશનરી હતો તેની મારફતે તેમના પર પરમેશ્વરનો સંદેશો એવો આવ્યો કે, ઈ. સ. ૧૮૬૬ની સાલમાં તેમણે હિંદમાં આવીને, હિંદી ખ્રીસ્તી બાળાઓને માટે એક બોર્ડીંગ શાળા ઉઘાડવી. આ પત્રનો તેમણે વળતી ટપાલે એવો જલદ જવાબ આપ્યો કે, "આ કાર્યને માટે મારે

**સેવાકાર્ય સંબંધીનું તેમનું તેડું.**

સારૂ દરિયાઇ રસ્તો ખુલ્લો થશે કે એકદમ હું આવીશ." આ વખતથી માંડીને હિંદુસ્તાનમાં જવાનો સવાલ એ તેમનો એક ઊંડો વિચાર અને પ્રાર્થનાનો વિષય થઈ પડયો, અને જો કે તેજ પ્રસંગે હિંદુસ્તાનમાં જવાને માટે કોઈ પણ પ્રકારની જોગવાઇ દેખાઈ નહિ તો પણ તેમનું તેડું તો કાયમજ હતું અને ત્યાર પછી થએલું તેડું તે ખોટું છે અને હવે તો હિંદુસ્તાન ન જવું આવા કોઈ પણ વિચારે તેમના મનમાં પાછળથી પસ્તાવો કરાવ્યો નહિ.

તેડા વિષે સાંભળતાંજ તેમને માલમ પડયું કે તે ઈશ્વર તરફથી છે, અને તેથી તેઓ તેને માટે તૈયાર રહ્યાં. ત્યાર પછીનાં વર્ષોમાં જ્યારે કેટલાંક મિશનરી ભાવી ઉમેદવારો તેમને કહેતાં કે અમારૂં તેડું અનિશ્ચિત છે ત્યારે તેઓ તેમને એવી સલાહ દેતાં કે તમે એકલાં પરમેશ્વરની પાસે જાઓ અને તમારા વિષે તેની શી મરજી છે તે જાણો ત્યાં સુધી તેની હજુરમાંજ રહો.

મિસ થોબર્ને પોતાના ભાઈની વાતને એકદમ માન્ય કરી દીધી અને ત્યાર પછી ત્રણ વર્ષે બૉસ્ટનમાં જ્યારે મેથોડિસ્ટ એપિસ્કોપલ મંડળીની વુમન્સ ફૉરેન મિશનરી સોસાયટીની સ્થાપના કરવામાં આવી, ત્યારે તે સોસાયટીએ પહેલામાં પહેલું કામ જે કર્યું તે એ હતું કે મિસ થોબર્નને તેઓએ તેમના તરફથી પ્રથમ મિશનરી બાનુ નિમ્યાં. મિસીસ ઈ. ડબલ્યુ. પાર્કર ઉપર તેમના આ વખતે લખેલા શબ્દો વડે તેમની વર્તણુક સંબંધીનો આપણને કંઈક ખ્યાલ આવશે: "જો કે આ નિમણુકની મેં લાંબા વખતથી આશા રાખી હતી તોપણ હાલમાં તે વાત મને નવી અને વિસ્મયજનક લાગે છે, અને આવું ભરોસાદાર કામ મેળવવાની મારા જેવા આ અજ્ઞાન બાળકે શી રીતે આશા રાખી હશે તે મારાથી સમજાતું નથી. પરંતુ જો પરમેશ્વરે તેની સેવાને માટે આ પ્રમાણે મને પસંદ કરી છે, તો તે મને તે માટે તૈયારી વિનાની રહેવા દેશે નહિ, એવા વિશ્વાસ સિવાય બીજું કાંઈ પણ હું જાણતી નથી.

ત્યાર પછી થોડા મહિના બાદ, મિસ કલૅરા સ્વેઈન, એમ. ડી., એક વૈદ મિશનરી બાનુની આ નવી સંસ્થાએ હિંદુસ્તાનમાં નિમણુક કરી, અને બૉસ્ટન તથા ન્યુયૉર્કમાં તેમના માટે ભરાએલી છેલ્લી સભાઓમાં ગયા બાદ આ બે કુંવારી મિશનરી બાનુઓએ સાથે સાથે પોતાના કામ પર જવા સારૂ તેમની લાંબી મુસાફરી શરૂ કરી.

ઈ. સ. ૧૮૭૦ના જાન્યુઆરીની સાતમીએ મુંબઇ પહોંચ્યા પછી મિસ થોબર્ન અને મિસ સ્વેઈન બરેલીમાં, જ્યાં મિશનરીઓની વાર્ષિક પરિષદ્ ભરાઇ હતી ત્યાં આગગાડીમાં તથા બળદ ગાડીમાં ગયાં.

પોતાની બાલ્યાવસ્થાનાં ઘર તથા સ્વદેશભૂમિ પર પ્રેમ હોવા છતાં મિસ થોબર્નને આ અજાણ્યા દેશમાં દેશનિકાલ સરખું બિલકુલ લાગ્યું નહિ; પરંતુ

હિંદુસ્તાનમાંનું તેમનું આગમન તે જાણે તેમના ઘર તરફ તેમનું આગમન હોય એવું તેમને લાગતું હતું. આનું રહસ્ય તેમણે પોતાના મિત્રોના પ્રશ્નનો જે જવાબ આપ્યો છે તે પરથી આપણે સમજી શકીશું. તેઓએ તેમને પૂછ્યું કે, "હિંદુસ્તાનમાં તમને સહવાતું નથી કેમ?" તેમણે જવાબ આપ્યો કે, "પરમેશ્વર મારો બાપ છે એ જ્યારથી મેં જાણ્યું છે ત્યારથી સહવાસ શું છે તે હું બિલકુલ જાણતી નથી."

આ પહેલી પરિષદમાં તેમની નિમણુક લખનૌમાં થઈ અને તેમની જીંદગીનાં બાકીનાં એકત્રીસ વર્ષ સુધી તેજ શહેર તેમનું રહેઠાણ થયું. આ ઘરને તેઓ ચહાતાં હતાં અને ત્યાં તેમને રહેવા દેવામાં આવ્યાં તેને લીધે તેઓ તેને પોતાને મળેલી એક મોટી શુભ તક તરીકે હમેશાં માનતાં હતાં.

આ ધર્મપરાયણ મિશનરી બાનુના લખનૌમાં જવાથી પરમેશ્વરે તેમને માત્ર લખનૌની હિંદી ખ્રીસ્તી બાળાઓની કેળવણીને અર્થેજ નહિ, પરંતુ સમસ્ત હિંદુસ્તાનની સ્ત્રીકેળવણીને અર્થે તેમને ચલાવતો હતો એ તેઓ પોતે અગર બીજું કોઈ પણ અગાઉથી જાણતું નહોતું.

**તેમની મનોવાંચ્છના.**

મિસ થોબર્ન પોતાની તીવ્ર બુદ્ધિ વડે બરેલીમાં ભરાએલી ઍન્યુઅલ કૉન્ફરન્સ વખતે જાણી ગયાં કે પુરૂષો સ્ત્રીઓ કરતાં વધારે ભણેલા છે, અને છોડીઓની નિશાળો કરતાં છોકરાઓની નિશાળો વધારે આગળ પડે છે. પુરૂષોને માટે હિંદુસ્તાનમાં જેટલું ઉચ્ચ કેળવણીનું ધોરણ કરી શકાય તેટલુંજ ઉચ્ચ ધોરણ સ્ત્રીઓને માટે પણ કરવાનો તેમને મનમાં મનોરથ થયો. જો કે તેઓ પોતાના વિચારો, આસ્થા, પ્રાર્થના અને સહાનુભૂતિ મિશનના દરેક કામના ખાતાને માટે ઉદારતાથી વાપરતાં હતાં તો પણ તેમનો મુખ્ય વિચાર આ ઇશ્વરપ્રેરેલ કામની સંપૂર્ણતા કરવાનો હતો. ઘણીજ નમ્રતાપૂર્વક તેમણે કહ્યું કે, "આ એક કામ હું કરૂં છું." અને ઘણાજ વિસ્મય અને પ્રશંસા સાથે આપણે આ શબ્દો બોલીએ છીએ કે "આ મહાન કાર્ય તેમણે પાર પાડ્યું."

**શાળાની સ્થાપના કરવામાં આવી.**

મિસ થોબર્ન પોતાનાં સઘળાં કામો સત્વર, શાંતતાથી અને ચોકસાઇથી કરતાં અને ખ્રીસ્તી છોડીઓને એક નિશાળની જરૂર છે તે ધ્યાનમાં લઇને તથા પોતાની ફરજ સંબંધી નિશ્ચય કરીને લાગલુંજ કામ શરૂ કરવાનો તેમણે ઠરાવ કર્યો. આ શાળાની વાત ઘણીવાર કહેવામાં આવી છે માટે માત્ર તેના પ્રારંભ અને પ્રગતિ વિષેની મુખ્ય મુખ્ય બાબતોનું સંક્ષેપે ટાંચણ કરવું એટલુંજ અહીં આવશ્યક છે. ઈ. સ. ૧૮૭૦ના એપ્રિલ માસની શરૂઆતમાં બજારમાં રાખેલા એક ભાડુતી ઘરમાં છ ખ્રીસ્તી બાળાઓને

રાખીને આ નિશાળને શરૂ કરી અને ત્યાર પછી તે સંખ્યામાં, પ્રસન્નતામાં, અને ભારબોજમાં ઝડપબંધ વધવા લાગી. બીજે વરસે જે ત્યારથી માંડીને અત્યાર સુધી 'લાલબાગ' નામે જગ્યા હિંદુસ્તાન અને અમેરિકામાં ઓળખાય છે તેને ખરીદ કરવામાં આવી અને જુની નિશાળને આ નવા મુકામે લાવવામાં આવી. ત્રીસ વર્ષ વીત્યા બાદ મિ. મેસમોર, લાલબાગ વિષે નીચે મુજબ લખે છે:—

"ત્રીસ વર્ષથી લાલબાગ ખ્રીસ્તી લોકોના કામનું મધ્ય સ્થળ, દરેક જાતના અને સ્થિતિના મુસાફરોને માટે એક સુંદર ઘર, હ્રદયભંગિતો અને પીડિતોને માટે એક આશ્રયસ્થાન અને લોકોનાં ટોળાંને માટે મુક્તિનું ઘર તથા જગ્યા છે. અને આ બધાં વર્ષો સુધી મિસ થોબર્નના જીવને, જુસ્સાએ, સ્વાર્પણે અને દરેક પ્રકારની સેવાએ તેને મક્કા ને એલીમ સરખું, દુનિયાના અંધકાર વચ્ચે એક પ્રકાશિત સ્થળ કર્યું છે."

આ નવા અને વિશાળ ઘરના લાભોમાં લોકોની આગતાસ્વાગતા કરવાનો એક લાભ છે એમ મિસ થોબર્ન સમજતાં હતાં અને તે લાભમાં તેઓ અતિ આનંદ માનતાં હતાં. તેઓ પોતાના મિત્રોની પરોણાચાકરી કરતાં ઘણાં રાજી થતાં હતાં અને તે વાતમાં તેઓ ઘણાં કુશળ તથા એક નમુનો હતાં.

**તેમની પરોણા-ચાકરી.**

અજાણ્યાઓનો આદરસત્કાર કરવામાં પણ તે ઘણું ધ્યાન આપતાં અને આ કામ ફરજીયાત ધારીને નહિ, પરંતુ હાથમાં આવેલી એક સુંદર તક ધારીને કરતાં હતાં. તેમના મિત્રો તથા અજાણ્યાઓએ પણ લાલબાગમાં તેમના ત્રીસ વર્ષ દરમિયાન તેમની આનંદદાયક આગતાસ્વાગતા અનુભવી અને આ બધું તેઓ હાલમાં પણ ખુશીથી અને આભારી હ્રદયથી યાદ કરે છે. તેઓ વારંવાર એમ કહેતાં હતાં કે "મારા મિત્રોની સેવા કરતાં મને ઘણો આનંદ થાય છે." અને સહેલ પ્રસંગે જેવી ખુશીથી અને સારી રીતે તેઓ લોકોની આગતાસ્વાગતા કરતાં હતાં તેવીજ રીતે કઠણ પ્રસંગે પણ કરતાં. તેમના પરોણાઓ મોડી રાત્રે અથવા પરોઢિયે જતી ગાડીએ જવાના હોય ત્યારે તે વિયોગી થતા મિત્રોને ચા આપવાને તથા તેઓને પ્રેમભરી કુશળતા કરવાને તેઓ હમેશાં તેમની સાથે ઉઠતાં.

હિંદુસ્તાનમાં તેમની પ્રથમ મુદ્દતમાં મિસ થોબર્ને છોડીઓની એક અંગ્રેજી નિશાળ કાનપુરમાં ઉઘાડી. આ નિશાળની અગત્ય ઘણીજ જણાઈ અને હિંદુસ્તાનમાં રહેતા એક અંગ્રેજ સદગૃહસ્થે તેની સ્થાપનાને માટે ધર્માદા દાન કર્યું હતું. પરંતુ આવી નિશાળ પર દેખરેખ રાખનાર કોઈ મિશનરી તે વખતે મળવો મુશ્કેલ હતો, માટે કેટલાક વખત સુધી મિસ થોબર્ને આ નિશાળ તથા લાલબાગની નિશાળ પર દેખરેખ રાખી અને દર અઠવાડીએ દર સ્થળે ત્રણ ત્રણ દિવસો ગાળતાં, અને રાત્રિને સમયે ગાડીમાં મુસાફરી કરતાં હતાં.

લાલબાગ જલદીથી એક બોર્ડિંગશાળા થઈ ગઈ અને તેમાં રહેનાર પ્રતિ વર્ષે વધવા લાગ્યાં, એટલે સુધી કે ઈ. સ. ૧૮૮૨ ની સાલમાં તેમની સંખ્યા લગભગ એક સોની થઈ ગઈ. શરૂઆતથી મિસ થોબર્ન એકલાંજ નિશાળના શિક્ષક હતાં, અને ધીમે ધીમે આ નિશાળની દર વર્ષે પ્રગતિ થતી ગઈ, એટલે સુધી કે તેને પંદરમે વર્ષે તે હાઇસ્કુલ તરીકે ગણાવા લાગી, અને સરકારી કેળવણી ખાતાના વાર્ષિક હેવાલમાં તેના વિષે એવું કહેવામાં આવ્યું હતું કે, "તે ઉત્તર હિંદુસ્તાનમાંની દેશી છોડીઓની નિશાળોમાં પ્રાધાન્યપદ ભોગવે છે.

થોડાંજ વર્ષોમાં મિસ થોબર્નને ભવિષ્યની આવશ્યક્તાઓ સંબંધીનાં સ્પષ્ટ દર્શન થવા લાગ્યાં, અને બરેલીમાં ભરાએલી પહેલીજ કોન્ફરન્સ વખતે, પુરૂષોને

**પાઠશાળાની સ્થાપના કરે છે.**

જેટલા ઉચ્ચ ધોરણની તાલીમ આપી શકાય તેટલીજ ઉચ્ચ ધોરણની તાલીમ સ્ત્રીઓને માટે સ્થાપિત કરવાનું તેમણે જે પોતાના મનમાં લીધું હતું, જે વિષે તે અત્યાર સુધી બિલકુલ વિસરી નહોતાં ગયાં, તે દૃઢ નિશ્ચયે તેમને સ્ત્રીઓની એક પાઠશાળા સ્થાપવા સંબંધી અરજી કરવા પ્રેર્યાં.

આ અરજી રજુ કરતાં મિસ થોબર્ને ઘણીજ વાસ્તવિક રીતે કહ્યું કે, "કોઈ પણ પ્રકારનું શિક્ષણ આપવાને ઉચ્ચ શિક્ષણ પામેલાંની જરૂર છે, અને નિશાળના દરેક વર્ગને માટે ઉચ્ચ વર્ગમાં શીખેલા શિક્ષકોની જરૂર છે, અને હાઈસ્કુલના શિક્ષકો જેઓએ કૉલેજમાં શિક્ષણ મેળવ્યું હોય તેવા હોવા જોઈએ. તેમણે એવું કહ્યું કે "અમેરિકા અને યુરોપની સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવામાં જે કારણો બતાવવામાં આવે તે કારણો તેટલેજ પ્રમાણે, બલ્કે તેથી પણ વધુ પ્રમાણે હિન્દુસ્તાનને માટે પણ વજનદાર તથા ખરાં છે. વળી સુશિક્ષિત સ્ત્રીઓનું બળ તે ફક્ત કુશળપણે, અક્કલ હોશિયારીથી કરેલી સેવાનુંજ બળ છે.

પાઠશાળાની સ્થાપનાને માટે પહેલીજ બક્ષીસ મિસીસ ચકરબતી જે પ્રથમજ દાખલ થનાર વિદ્યાર્થીઓમાંની એકની મા હતી તેણે આપી હતી. ૧૮૮૭માં વર્ગોની શરૂઆત થઇ, અને પાઠશાળા, જો કે સંખ્યામાં અને ભારણોજમાં નિર્માલ્ય હતી તોપણ આગળ જતાં તે એક કૉલેજ તે કૉલેજજ થઈ. પહેલી ત્રણ વિદ્યાર્થીઓ જેઓ યુનિવર્સિટિની પરીક્ષામાં મોકલવામાં આવી હતી તેઓ એટલા માનમાં પાસ થઈ કે તેઓ ત્રણેને બે વર્ષ વધુ અભ્યાસ કરવાને સરકાર તરફથી સ્કોલર્શિપ આપવામાં આવી.

કેટલાંક વર્ષો બાદ, પાઠશાળાને માથે કરજ ચઢયું, અને સરકારે મદદ આપવાની જ્યારે વારંવાર ના પાડી ત્યારે મિસ લીલાવતી સીંધે કહ્યું કે, "મિસ થોબર્ન, શાળા ઉઘાડવામાં તમે ભૂલ કરી છે, એવું તમે નથી ધારતાં શું?

તમને નથી લાગતું કે તે ઘણી કાચી અવસ્થામાં ઉઘાડવામાં આવી છે?" મિસ થોબર્ને પ્રત્યુત્તરમાં કહ્યું કે "મિશનરીના તેડા વખતે જેવી મને સંપૂર્ણ ખાતરી હતી કે હું પરમેશ્વરના હુકમને તાબે થાઉં છું તેવીજ રીતે આ પાઠશાળા ઉઘાડતી વખતે પણ તેની આજ્ઞાનું પાલન કરૂં છું એવી મને ખાતરી થાય છે. કારણ કે જ્યારે તમે છોડીઓએ મારી પાસેથી પાઠશાળાના શિક્ષણની માગણી કરી અને તેથી તમારાથી મુક્ત થવાની મેં કોશેશ કરી પરંતુ તેમાં ફાવી નહિ, ત્યારે આ બાબત વિષે હું વિચાર કરવા લાગી ને દેવની ઇચ્છા જાણવાને હું એક ઓરડીમાં પેઠી, અને ત્યાર પછીથી મને સોંપવામાં આવેલા કામ વિષેની સઘળી શંકાઓ મારામાંથી જતી રહી. જો કે કામમાં નડતરો તો આવે છે પણ મારી ખાતરી થઇ છે કે આ કામ દેવ તરફથી છે." એક પ્રસંગે તેમણે એવું લખ્યું કે, "અગ્રેસર થઈ શકે એવાંને ખોળીને તેમને શિક્ષણ આપવું તથા કેળવવાં એ મિશનરી કામનો એક પેટાભાગ છે, અને આ કામને પાર પાડવા માટેજ અમે પૂર્વ દેશોમાં સ્ત્રીઓની આ અમારી પ્રથમ પાઠશાળા ઉઘાડી છે."

પાઠશાળામાં વર્ગો પાડવામાં આવ્યા તે પહેલાં થોડાજ વખત પર મિસ થોબર્નની તંદુરસ્તી બગડી. આથી ટુંક મુદ્દતને માટે તેમને અમેરિકા પાછા ફરવાની જરૂર પડી. જો કે આ રજાની મુદ્દત થોડી લાંબી હતી તોપણ લખનૌની શાળાની સાથે તેમણે અમેરિકામાં હતાં તે સઘળા વખત સુધી ઘણોજ ઘાડો સંબંધ રાખ્યો હતો.

**તેઓ રજા પર જાય છે.**

પોતાની માતૃભૂમિમાં રહ્યે રહ્યે મિસ થોબર્ને ડીકનેસ હિલચાલમાં આગળ પડતો ભાગ લીધો. પ્રથમ તો શીકાગો ડીકનેસ ટ્રેનિંગ સ્કુલના મિશનરીખાતામાં એક શિક્ષક તરીકે અને પાછળથી સુપરિન્ટેન્ડેન્ટ તરીકે શીકાગોની હિલચાલમાં તેમણે ઘણીજ કીમતી મદદ આપી. ત્યાં તેમના બીજા વર્ષ દરમિયાન સિનસીનાટીમાં જઇને ડીકનેસનું કામ ઉઘાડવાને તેમને આમંત્રણ આપવામાં આવ્યું, અને તેમની સ્વાભાવિક તત્પરતા પ્રમાણે તેમણે આ ફરજનું તેડું સ્વીકારી લીધું. ત્યાં બે વર્ષ દરમિયાન ડીકનેસ હોમ અને ટ્રેનિંગ સ્કુલનું મંડાણ તેમનાથી કરવામાં આવ્યું, અને હૅાસ્પિતાલનું કામ પણ કેટલુંક શરૂ થયું.

સિનસીનાટીમાંના કામની જરા ઠીક સ્થાપના થયા પછી મિસ થોબર્ને બૅાસ્ટનમાં જઈ ત્યાં પણ ડીકનેસના કામની સ્થાપના કરવાની નમ્ર અરજીનો સત્કાર કર્યો, અને જો કે તે ત્યાં ટુંક મુદ્દત સુધીજ રહ્યાં, તોપણ આ નવી હિલચાલમાં તેમણે ઘણું કામ પાર પાડયું. તેમની તંદુરસ્તી સુધર્યા પછી તેઓ પોતાના પ્રિય હિંદુસ્તાનમાં પાછાં આવ્યાં, અને લાલબાગની નિશાળ તથા પાઠશાળાનું પ્રમુખપદ તેમણે પુનઃ ધારણ કર્યું.

અને તેજ પ્રમાણે, ત્યાર પછીનાં વર્ષોમાં પણ તેમના વિશ્વાસ, દીર્ઘદષ્ટિ અને નિર્દોષ ભક્તિને બળે જે કામ અન્ય જનોને અશક્ય જેવું લાગતું હતું તે, તેમણે પાર પાડ્યું. ઘણી મુસીબતોમાં થઈને જે શાળાની તેમણે શરૂઆત કરી હતી તે એવી મોટી કૉલેજ થઈ કે, તેમાં બી. એ ની પરીક્ષા આપનારા વિદ્યાર્થીઓ તૈયાર થતા હતા તેમજ તેમાં નૉર્મલ અને કિન્ડરગાર્ટનનું પણ ખાતું પાડવામાં આવ્યું હતું. વળી બજારમાંની જે ભાડુતી ઈમારત હતી તેને બદલે તેમણે ત્યાં એક એવું સુંદર સગવડતાભર્યું નિશાળનું મકાન જોયું કે જેમાં વર્ગોને માટે નિશાળ, ઓરડીઓ, શયનગૃહો, જમવાના ઓરડાઓ અને કૉલેજનું એક સુંદર દિવાનખાનું આવેલાં હતાં. પરંતુ એના કરતાં પણ વિશેષ મોટી વાત તેમણે જે જોઈ તે એ હતી કે કેટલીક છોડીઓની જીંદગી બદલાઇ હતી. તેમણે હિંદી જુવાન સ્ત્રીઓને, હિંદુ ધર્મમાંથી, અજ્ઞાનપણામાંથી અને ધાર્મિક સંશયોમાંથી નીકળીને ખ્રીસ્તી બાઈઓનાં જીવન, શિક્ષણ અને સ્વતંત્રતામાં પ્રવેશેલી જોઈ.

**તેમના કામની મહત્તા.**

એક બીજા મિશનના મિશનેરીએ તેમના કામ વિષે એવું કહ્યું છે કે: "એક રીતે સ્ત્રી કેળવણીના વિષયને આગળ વધનારનાર એક આતુર સત્તાવાળી અને ધનવાન એવી સરકાર જ્યાં હતી અને તેમજ બીજી રીતે, માન પૈસો અને બીજાં સાધનો વિનાની એક ખ્રીસ્તી બાનુ પણ ત્યાંજ હતી. આ બન્નેનો એકજ ઉદ્દેશ હતો, અને બન્ને એકજ કાર્યક્ષેત્રમાં હતાં. પરંતુ તે ગરીબ ખ્રીસ્તી મિશનરી તેમના કામમાં ફળીભૂત થઈ જ્યારે પેલી મજબૂત સરકાર તેના કામમાં તેટલીજ નિષ્ફળ નિવડી. આ આખી બાબત માત્ર એક ચમત્કૃતિજ છે. જાણવા જેવો અને ખાસ મનન કરવા યોગ્ય આ ચિતાર છે."

મિસ થોબર્ન એક સદ્વર્તન રાખનાર બાઈ હતાં. અને તેઓ સદાચાર રાખવામાં ફતેહમંદ નીવડતાં તેનું રહસ્ય તેમના પોતાનાજ ઉમદા સદ્વર્તનમાં અને વિદ્યાર્થીઓ પ્રત્યેના તેમના પ્રેમમાં અને તેઓના વિષે તેમના અભિમાનમાં સમાએલું છે. કહેવા કરતાં ઘણું ખરૂં કરીને તેઓ તેમના વિદ્યાર્થીઓને શિક્ષણ દેતાં હતાં. પોતે તો માત્ર કહેજ અને બીજાઓ તે પ્રમાણે કરે એવું તેમના મનમાં નહોતું પરંતુ પ્રથમ પોતે કરી દેખાડીને તે પ્રમાણે કરવાને તેઓ અન્યને પ્રેરતાં. એક વખતે બોર્ડિંગ ખાતામાં છોડીઓથી જ્યારે ત્યાંના નિયમોનું ઉલ્લંઘન થયું ત્યારે મેટ્રન અને છોડીઓને કંઈ પણ ધમકી આપવાને બદલે તેમણે તેમનો શાંત બંગલો છોડી દીધો અને બોર્ડિંગ શાળાની જે કોટડીમાં બહુ ગરબડ થતી હતી તેની વચમાં કેટલાક માસ સુધી તેઓ ત્યાં રહ્યાં. જ્યાં તેમણે તત્પરતા, વ્યવસ્થા અને નિયમ પાલન વિષે એવો નમુનો આપ્યો કે એકદમ સઘળી છોડીઓ તેમનું અનુકરણ કરવા લાગી.

**સદ્વર્તન બાંધનાર તરીકે.**

સહવાતું ન હોય એવી છોડીઓને ખોળી કાઢી તેમને રાજી ખુશી કરવાની મિસ થોબર્નને ઘણી સરસ ટેવ હતી. જ્યારે કોઈ પણ છોડી માંદી પડતી ત્યારે તેઓ પોતે તેની ચાકરી કરતાં અને જેને બહુજ સખ્ત માંદગી હોય તેને હમેશ તેઓ પોતાની ઓરડીમાં લઈ જતાં. જો કોઈનું મૃત્યુ થાય તો દાટવાના શબને તેઓ પોતે તૈયાર કરતાં, અને જ્યારે છોડીઓમાંથી કોઇનાં લગ્ન થતાં ત્યારે તેઓ પોતેજ તેનાં કપડાં ખરીદ કરતાં અને તે સંભાળપૂર્વક તૈયાર કરાવતાં. વળી લગ્ન સુંદર રીતે થાય તેને માટે સારી વ્યવસ્થા કરતાં. આ બધું કરવું તેમને કંઈ ફરજીયાત નહોતું પણ તેઓ જાણતાં હતાં કે મને સેંકડો જણ જુએ છે અને સેંકડો જણ મારા કામનો નમુનો લે છે.

નિશાળમાં મિસ થોબર્ને સૌથી અઘરા અને નિરાશાજનક વર્ગોને શિખવવાનું કામ માથે લીધું. અને મંદ વિદ્યાર્થીઓ પ્રત્યેની તેમની ધીરજ, હોશિયાર વિદ્યાર્થીઓને આગળ વધારવા તેમને પ્રોત્સાહિત કરવાની અને દરેક વિદ્યાર્થી પાસે પોતાનું બનતું કરાવવાની તેમની શક્તિને લીધે તેઓ એક અદ્ભુત હોશિયાર શિક્ષક નીવડયાં. શિક્ષકો અને બાળાઓની સાથેનું તેમનું શિક્ષણ અને વર્તન શાંત અને દબદબા ભરેલું હતું, અને તેથી તેમની સાથે સંબંધમાં આવતાં સઘળાંઓનાં હૃદયોમાં પ્રેમ અને અકૃત્રિમ માન ઉત્પન્ન થતાં.

લાલબાગની નિશાળ પ્રારંભથીજ સઘળી જ્ઞાતોને માટે ખુલ્લી હતી, અને તેમાં દાખલ થવાની ઇચ્છા રાખનાર હિંદુ અથવા મુસલમાન છોડીઓને માટે ખાસ ગોઠવણ કરવાને તેમણે નક્કી કર્યું હતું. જ્ઞાતિભેદની વિરોધ ભાવની અપ્રિય લાગણીઓથી તેઓ પોતે તદન મુક્ત હતાં. તેમનામાં ડહાપણ અને ખ્રીસ્તના સરખી ચાલાકી હતાં જેથી તેઓ કોઈનું મન દુખાવ્યા વગર સર્વ કાંઈ કરી શકતાં. ઙ્ગાત જાત કાઢી નાખીને હિંદુ, યુરેઝિયન અને યુરોપિયનોને અરસપરસ સમાગમમાં લાવી એકમેક પ્રત્યે પ્રેમ રાખતાં શિખવવું એ સઘળું તેમના મિશનરીના કામમાં સમાએલું છે એમ તેમનું ધારવું હતું. આ તેમનો હેતુ બર લાવવામાં કદાચ કોઈ પણ બીજા માણસ કરતાં તેઓ વિશેષ ફળીભૂત નીવડયાં અને તેમના નિર્મળ નમુનાને લીધે તથા દરેકના વિષે ઉચ્ચ ભાવના રાખવાને લીધે તેઓ આ હેતુમાં ફતેહમંદ થયાં. આ બાબત વિષે તેમણે એકવાર પોતાના એક મિત્ર ઉપર નીચે મુજબ લખ્યું હતું:—“આપણે પોતાને ખ્રીસ્તની ઇચ્છા અને મરજીને આધીન કરી દેવાં જોઈએ કે જેથી તે આપણા પર અધિકાર ચલાવે. જો તે આપણી મેજ આગળ (જમવાને) બેસે, જો તે આપણી ઓરડીઓમાં આપણી સાથે વાત કરે, જો તે આપણી સઘળી વાતોમાં શ્રેષ્ઠપદ લે તો તેના હક્ક અને માન જાળવવાના આપણા વિચારોથી આપણા કલેશો— પછી તે આપણી લાગણી દુ:ખાવાથી આપણા પર આવી પડયા હોય, કે સાક્ષાત જુલમથી કે અન્યાયથી થએલા હોય તો પણ તે સઘળા જતા રહેશે,—ઢંકાઈ

જશે અને આપણી નજર અને મનમાંથી પણ નક્કી અદૃશ્ય થશે." તેમને કોલેરાનો રોગ લાગ્યા પહેલાં આગલે દિવસે ( ૧૯૦૧ ઑગસ્ટ ૩૧ મીએ ) જમતી વખતે તેમણે કહ્યું હતું કે "આપણે સત્યને કદી પણ મૂકી દેવુંજ ન જોઈએ. પરંતુ શાંતિ કરાવવા સારૂ આપણે આપણા હક છોડી દેવા જોઈએ." ફરીથી એક વખતે તેમણે મિસ સીંધને કહ્યું કે, લાલબાગ દેવનું ઘર થઇ જાય અને ત્યાં હિંદીઓ અને અંગ્રેજો અરસપરસ પ્રેમ કરતાં શીખે એમ હું ઇચ્છું છું. અને કદાપિ એજ હેતુને લીધે પરમેશ્વરે મને હિંદુસ્તાનમાં મોકલી છે.

**સાર્વજનિક મિત્ર.**

પરંતુ ખ્રીસ્તી બાળાઓની કેળવણી તે મિસ થોબર્નના હિંદુસ્તાનમાંના કામનો એક ભાગજ હતો. લખનૌમાં તેમની લગભગ ૩૦ વર્ષની લાંબી મુદત દરમિયાન તેમની સહાનુભૂતિ અને નિ:સ્વાર્થતાને લીધે હજારો દુ:ખી ને અભાગી લોકોનાં તેઓ એક મિત્ર સખી બન્યાં. ખરેખર, મિસ થોબર્ન તો જાણે પીડિત અને દુ:ખી, હા, દરેક જાતના પાપી લોકોની સેવા સુશ્રુષા કરવાને પરમેશ્વરથી અભિષિક્ત થઇને આવ્યાં હોય એમ દીસે છે. તેમની અદ્‌ભુત સહાનુભૂતિ સાથે ઉત્તમોત્તમ પ્રકારની હિમ્મતનું સંમેલન થયું હતું અને પોતાના ગુરૂનો મહાન પ્રેમ તેમનામાં સત્તા ચલાવતો હતો. ત્યારે જે કોઇને મિત્રની જરૂર પડતી તેઓ સર્વ તેમનેજ ખોળતા હતા, તેમાં લેશમાત્ર અજાયબ થવા જેવું નથી.

અગાઉ જ્યારે કેળવાએલી દાઇઓ (નર્સો) બહુ થોડી હતી અને મેળવવી મુશ્કેલ હતી, ત્યારે મિસ થોબર્ન જેમને આવા પ્રકારની ખ્રીસ્તી સેવાનું એક ખાસ દાન હોય એમ જણાતું હતું. તેમને જે કોઈ ઘરમાં મંદવાડ હોય ત્યાં બોલાવવામાં આવતાં. તેમને ઉપરાઉપરી માંદગીના પ્રસંગોમાં અને વિશેષે કરીને કોલેરાના વખતમાં બોલાવવામાં આવતાં, અને બિલકુલ આનાકાની કર્યા સિવાય તેઓ બોલાવેલી જગ્યાએ જતાં. એક વખતે જ્યારે એક બંગાળી બાનુને સોથી ખરાબ પ્રકારના બળીઆ નીકળ્યા અને આ કેસ હાથમાં લેનાર વૈદ્યે ખાતરીપૂર્વક કહ્યું કે બાઈ મરી જશે ત્યારે મિસ થોબર્ન તે બાઇને સંભાળનાર એક દાઇને ખોળવા ચોમેર ફરી વળ્યાં, પરંતુ કંઈ મદદનો પત્તો નહિ લાગવાથી ખરી વિરતાભરી હિમ્મતપૂર્વક તેમણે દાઈની જગાએ પોતે જવાને નિશ્ચય કર્યો. તેમના મિત્રોએ તેમને ઘણુંએ સમજાવ્યાં પરંતુ સઘળું વ્યર્થ ગયું. પોતાની ફરજ બજાવવાને વારો આવ્યો છે તે તેમણે જાણ્યું. પોતાના ગુરૂના જેવું તેમણે પોતાનું મન કર્યું, અને ઠંડા મિજાજે તેઓ બોલ્યાં કે, "જો મારાં માતુશ્રી ત્યાં હોત તો તેઓ જાત" આમ કહીને તેમણે પોતાના ઘરની બરાબર વ્યવસ્થા કરી, પોતાના મિત્રોને છેલ્લી સલામ કરી અને પોતાની ભયંકર ફરજ પર ગયાં. દાકતરનું કહેલું ભવિષ્ય ખોટું પડ્યું અને તે બંગાળી બાઈ સાજી થઈ. એક માસ પછી મિસ થોબર્ન પોતાની ફરજ કરતાં વધુ કંઈ કર્યું નથી, એમ દેખાડતાં પોતાના ઘર અને મિત્રો મધ્યે પાછાં આવ્યાં.

આ પ્રમાણે પોતાના કર્તવ્યની દરેક બાબતને બજાવવાનું તેમણે માથે લીધું અને, પરમેશ્વરે જે લોકો મધ્યે તેમને મોકલ્યાં હતાં તેઓની તેમણે સંપૂર્ણ વફાદારીથી સેવા બજાવી, ત્યારે સેંકડો જણ જેઓ તેમને ઓળખતાં હતાં તેઓને તેમના નામનો સ્વરજ મધુર લાગે એમાં શું કાંઈ અજાયબી ભરેલું છે? તેમની પહેલાંની એક વિદ્યાર્થી બાઈ કે જેણે હાલ લગ્ન કર્યાં છે અને જે ઘરબારવાળી છે તેણે એકવાર કહ્યું કે, "અમે સર્વ તેમના પર પ્રેમ કરીએ છીએ—અમારાં માબાપ, ભાઈઓ, પતિઓ અને બાળકો—અમે સર્વ તેમના પર પ્રેમ કરીએ છીએ." તેઓ તેમના પર પ્રેમ કરે અને તેમનાં છોકરાંઓનાં છોકરાં તેમને ધન્યવંત કહીને બોલાવે એમાં આશ્ચર્ય થવા જેવું શું છે?

હિંદુસ્તાનના લોકો પરનો તેમનો અગાધ પ્રેમ તથા તેઓની યોગ્ય કદરબૂજ એ મિસ થોબર્નના ગુણોમાંનો એક મુખ્ય ગુણ હતો. તેઓ પોતે હિંદીઓ પર ભરોસો રાખતાં હતાં અને તેમજ આ તેમના ભરોસાની હિંદીઓ કદર કરતા હતા. તેમના શિક્ષકો અને વિદ્યાર્થીઓને કોઈ કોઈ વાર એવું લાગતું કે મિસ થોબર્ન, અમે સારાં છીએ તેના કરતાં પણ અમને વધારે સારાં ધારે છે, અને આથી એમ બનતું કે તેમની ધારણા પ્રમાણે થવા તેઓ જાથુ પ્રયત્ન કરતાં. એકવાર તેમને એમ કહેવામાં આવ્યું કે, "તમે તમારા હાથ નીચેની અમુક છોડીઓને બગાડશો" ત્યારે ઉત્તરમાં તેમણે કહ્યું કે "પ્રેમ અને વિશ્વાસ રાખ્યાથી કદી પણ બગડતું નથી. એની સાબિતી હું તમારી પાસે કરાવવા માગું છું."

**હિંદીવાનો પ્રત્યે તેમનો પ્રેમ.**

મિસ થોબર્નની વર્તણુક સાચા માતૃપ્રેમથી ભરપૂર હતી. હિંદુસ્તાનમાંનાં સંખ્યાબંધ છોકરાંની શિક્ષિકા અને માતા થવાને દૈવથી તેમનું તેડું થયું તે પૂર્વે પણ, તેમનો એક ભાઇ કે જે પોતાના દેશની માહોમાંહેની લડાઈ (Civil War)માં માર્યો ગયો હતો, તેનાં ત્રણ અનાથ છોકરાંની તેમણે કેટલોક વખત સંભાળ લીધી હતી. આ ત્રણ છોકરાઓ કે જેઓને આ બાઈનું હૃદય પોતાની ખરી માતા જેવું લાગ્યું હતું, તેઓનામાંથી તેમના મન પર થયલી પ્રેમભાવની અસર કદી પણ કમી થઈ નહિ—થંડી પડી નહિ.

**તેમનો માતૃ-પ્રેમ.**

માણુસ જ્યારે પોતાને ઘેર હોય છે અને તે દરમિયાન તેના મન પર જે સંસ્કારો પડે છે અને ભવિષ્યમાં તેનુ બળ તેનામાં કાયમ રહે છે તે વાત તેઓ દઢતાથી નિરંતર માનતાં અને તેથી તેમને એમ લાગતું કે લગ્ન કરીને ઘર માંડવા બહાર જનારી મારા હાથ નીચેની છોડીઓ પણ મારાથી બનેલી શિક્ષિકાઓના જેટલુંજ ખ્રિસ્તને માટે કામ કરી શકે છે. તેમણે એક પ્રસંગે એવું કહ્યું કે, દુનિયામાં ઈશ્વરની પ્રથમ યોજના પ્રમાણે દરેક સ્ત્રીએ ઘર સ્થાપનાર અને માતા થવું જોઈએ, અને ગૃહસેવાને તો તેઓ એમ કહેતાં કે, "તે સર્વથી

શ્રેષ્ઠ કામ છે, અને ઘરની ચાકર બાઈએ મહેનત કરતાં કરતાં બદલો મેળવવાની આશાએ છેક છેલ્લે સુધી થોભવું નહિ, કાંજે તે બાઈની સેવા દરમિયાનજ તેણીને માથે મુકુટ મુકાય છે અને તે રાણી બને છે."

એક અવસરે તેમના આયુષ્યના છેલ્લા વર્ષમાં તેમનાથી એક ઘણાજ તરૂણ મિશનરીએ મનની ધૂનમાં તેમને "મા" કહીને બોલાવ્યાં ત્યારે મિસ થોબર્ન હસ્યાં અને પેલા મિશનરીને કહ્યું કે "એથી વિશેષ સારૂં ઉપનામ મને તમે આપી શકતા નથી એજ મારે સારૂ યોગ્ય છે."

જો કે તેમના આખા આયુષ્ય દરમિયાન મિસ થોબર્ન શિક્ષિકા રહ્યાં તો પણ તે કરતાં તેઓ વધુ હતાં. તેઓ એક ઉત્તમોત્તમ મિશનરી હતાં અને તેમની મહાન અને ઊંડી તૃષ્ણાઓ એ હતી કે તેમની શાળામાં રહીને કેળવાયલી છોડીઓ તેમના કામકાજમાં તેમના જેવોજ જુસ્સો અને ભાવ રાખે. તેઓ તેમને મિશનરી વીરપુરૂષોનાં ચરિત્રો કંહેતાં અને પછી એમ બોલતાં કે "જો આ કાર્યને તમોને એકજ વખત સ્વાદ લાગે તો તે કામ સિવાય તેમને બીજા કશાથી સંતોષ વળશે નહિ."

**મિશનરી જુસ્સામાં ઉશ્કેરણી આપે છે.**

૧૯૦૧ના માર્ચની ૨૯મીએ તેમના છેલ્લા જન્મોત્સવ વખતે જ્યારે આનંદ અને ખુશાલીનો ખરો રંગ જામી રહ્યો હતો તે વારે તેમણે પોતાના એક જુના મિત્રને તેમની છેક પાસે બોલાવીને કહ્યું કે, "દુનિયામાંની કોઈ પણ વસ્તુ કરતાં પરમેશ્વરની ઇચ્છા પૂર્ણ કરવા પર મારી છોડીઓ વધુત્તર પ્રેમ કરે એવું હું માગું છું. તેઓ સહેલી અને ભારે પગારવાળી નોકરી પસંદ કરવાને લલચાય નહિ પરંતુ એવી અઘરી જગ્યાઓ કે જ્યાં કોઇ પણ જવાને ઈચ્છતું ન હોય અને તે કર્ત્તવ્યની જગ્યાઓ હોય ત્યાં જવાને તેઓ ઇચ્છે એવો નિઃસ્વાર્થી આત્મા તેઓનામાં હોય એવું મારે જોઇએ છે, અને આ સર્વને માટે તમારે પ્રાર્થના કરવી જોઈએ."

પોતાના વિદ્યાર્થીઓમાં મિશનરી થવાનો જુસ્સો ઉત્પન્ન કરવો અને સદાચરણો રાખીને ખ્રીસ્તી કામનો ખરો ધડો તેમને આપવો એ શિક્ષકના કામમાં એક સૌથી અગત્યની બાબત છે એમ તેઓ માનતાં હતાં. જ્યારે તેમની કનેથી છોડીઓ પોતપોતાના ઘેર, ગામ કે શહેરમાં જતી ત્યારે તેમનાથી ઓછું ભણેલી છોડીઓને પોતે જે શિખી હતી તે શિખવવાને દરરોજ એક નિશ્ચિત પ્રયત્ન કરવાને તેઓ હૃદ્દથી વિનવતાં હતાં.

હિંદુસ્તાનના અંગ્રેજી બોલનાર લોકો ધર્મ બાબતે જવાબદાર છે એમ મિસ થોબર્ન દૃઢતાપૂર્વક માનતાં અને તેથી મિશનરી અંગ્રેજી નિશાળો ઉઘાડવાની ઘણી જરૂર છે એમ તેઓ કહ્યા કરતાં. તેમનો હેતુ એવો હતો કે, આ

નિશાળોમાં શિક્ષણનાં ખાતાં અને ગોઠવણોમાં રહેલા જુસ્સાના કરતાં ખ્રીસ્તી પ્રેમ અને મદદનીશપણાનો જુસ્સો વધારે હોવો જોઈએ. તેમણે લખ્યું કે, "આવી રીતે કેળવાયલી બાળાઓ કાંઈ પણ હેતુને માટે પોતાનાં જીવન ગાળશે. તેઓ પોતાના નોકરોને શિખવશે, તેઓ પોતાની પાડોશનાં છોકરાંઓને પોતાની પરસાળમાં એકઠાં કરીને તેઓને શિખવશે, જેઓ તેઓની પાસે આવતાં નથી તેઓની તેઓ મુલાકાત લેશે અને આપણી માતાઓ આપણને મિશનરી જુસ્સા સંબંધીનું શિક્ષણ આપતી વખતે જેવી રીતે યુરોપ અને અમેરિકામાં રહી તેવી રીતે તેઓ રહેશે."

પ્રાર્થનાનો અર્થ મિસ થોબર્નને મન અતિશય ગૂઢ હતો. તેઓ તેમની સઘળી જરૂરિયાતો દેવના રાજ્યાસન પાસે લઈ જતાં હતાં અને એક નાના બાળકની માફક સાદી રીતે અને જીગરથી તેઓ પ્રાર્થના કરતાં હતાં. કોઈ પણ જાતનું કર્ત્તવ્ય બજાવવાનું હોય ત્યારે તેની અંદર પેસતાં તેઓ આખા દિલથી લાંબીવાર સુધી ઈશ્વરને ખાસ પ્રાર્થના કરતાં.

**તેમનું પ્રાર્થનાદિ જીવન.**

ઈ. સ. ૧૯૦૧ની ગ્રીષ્મઋતુમાં જ્યારે પુષ્કળ શિક્ષકોની જરૂર પડી, ને તે જરૂર તેઓ પોતે પુરી પાડી શકયાં નહિ ત્યારે આ ખોટ પુરી પડે તેટલા માટે પોતાના મિત્રોમાંના ઘણાને તેમણે પ્રાર્થના કરવાનું કહ્યું. તેમની જીંદગીના છેલ્લા થોડા માસમાં તે જરૂર પુરી પાડવાને માટે તેમજ આપણા કાર્યમાં પવિત્રાત્માના વધારે પરાક્રમને માટે ઘણીજ પ્રાર્થના કરવાનું તેઓ વારંવાર કહેતાં હતાં. પોતાના કેટલાક નિકટના મિત્રોને તેઓ કેટલીકવાર એવું કહેતાં કે, "આને માટે તમે પ્રાર્થના કરો એમ હું માગું છું.---તમારા પુરા સામર્થ્યથી પ્રાર્થના કરો."

તેમના પર બીજાઓના આત્માનો તથા તેમના પોતાના કામનો ઘણોજ ભાર હતો. આ સંબંધી તેઓ બિલકુલ વાત કરતાં ન હતાં; પરંતુ ઘણી પ્રાર્થના કરતાં હતાં અને પ્રાર્થનાનો જવાબ મળ્યે તેમનામાં અજબ હિમ્મત આવતી.

બે જુદા જુદા પ્રસંગે તેમના પર અસહ્ય ભાર આવી પડયો—એટલો બધો ભાર કે તેમને દિવસો ચિંતાથી ભરપૂર લાગતા અને રાત્રિએ બિલકુલ નિદ્રા આવતી નહોતી. તે પ્રસંગે મિસ થોબર્નને ખાસ બે સંદર્શન થયાં કે જેથી તેમને ચિંતાથી સંપૂર્ણ આરામ અને ભારથી છુટકો મળ્યો. પહેલા સંદર્શન વિષે તેમણે પાછળથી એમ કહ્યું કે, "મને માણસના દીકરાનું સંદર્શન થયું," અને તેમાં તેમને ખાતરીપૂર્વક એવા શબ્દો કહેવામાં આવ્યા હતા કે, તારા સઘળા પ્રયાસોમાં ખ્રીસ્ત તારી સાથે છે. જ્યારે તેઓ પુરેપુરી જાગૃત આવસ્થામાં આવ્યા ત્યારે

**ખાસ પ્રકટીકરણ.**

તેઓ આ શબ્દો બોલવા લાગ્યાં કે: "ગરૂડ પક્ષીની માફક તેઓ પાંખો વડે ઊંચે ચઢશે, તેઓ દોડશે અને શ્રમિત થશે નહિ, તેઓ ચાલશે અને મુર્ચ્છિત થશે નહિ." આ વિષે તેમણે પોતાના જાની મિત્રો સિવાય બીજા કોઇને વાત કરી નહિ પરંતુ તેમના અગાધ જરૂરના પ્રસંગમાં ખ્રીસ્તે પોતે તેમને દર્શન આપીને હિમ્મતવાન બનાવ્યાં હતાં, તે વાત સંબંધી તેમને કદી પણ સંદેહ ઉપજ્યો નહિ.

તેમના બીજા સંદર્શન વિષે જો આપણે તેમના પોતાનાજ શબ્દોમાં કહીએ તો તેમણે આમ કહ્યું કે, "મને એવું જણાયું કે, જાણે કોઈએ મારી પાસે ઊભા રહીને આ શબ્દો ઉચ્ચાર્યા કે, હે મહાન પર્વત, તું કોણ છે? ઝરૂબ્બાબેલની આગળ તું સપાટ મેદાન કરી નાખવામાં આવશે." એક પલકભરમાં મારી સઘળી બેચેની અને ચિંતા અદશ્ય થઇ ગઈ અને મારામાં શાંતિ ઉભરાઈ જતાં સુધી આવી, અને પૂર્વે જે બાબતોનો ભાર તેમના પર આવી પડયો હતો તેની શકમય લાગણીઓથી પણ તેમને ફરીથી કદીપણ બિલકુલ અશાંતિ થઈ નહિ.

મિસ થોબર્ન હમેશ મનનું સમતોલપણું તથા શાંત સ્વભાવ રાખતાં હતાં. આ ગુણની સાથે સાથે તેમનામાં એક ઉમદા હિમ્મત હતી. "તેમના દઢ સદ્વર્તનની સાદાઈ ખ્યાતિ પામી હતી." પોતાનાં ઘરખાનગી કાર્યોમાં તેઓ ઉતાવળાં અગર ગુંથાઈ ગએલાં કદી પણ જોવામાં આવતાં નહોતાં, અને જેઓને તેમનું કામ પડતું તેઓને માટે તેઓ હમેશ નવરાંજ હતાં. તેઓ હમેશ ખંતિલાં, શાંત અને વાતમાં એટલાં ચોખાંચટ તથા કહીને નહિ પણ કરીને બતાવનાર હતાં કે જે કોઈ તેમને મળતું તેના મનમાં તેમની છાપ પડ્યા વિના રહેતી નહિ. મિસ સીંધે તેમના વિષે એકવાર એમ લખ્યું કે, "તેમનો સ્વભાવ અને તેમનું મન એક નાના બાળકના જેવું છે. અને કોઈના વિષે તેઓ કદીએ કશો શક લાવતાં નહોતાં. જ્યારે જ્યારે હું તેમને જોતી ત્યારે મારા મનમાં આ વાક્ય સ્ફુરી આવતું કે,—"આકાશનું રાજ્ય એવાંઓનુંજ છે."

**તેનો સૌથી પ્રખ્યાત વિદ્યાર્થી.**

૧૮૯૯ માં મિસ થોબર્ન ફરીથી અમેરિકા ગયાં. આ વેળા તંદુરસ્તીનાં કારણોને લીધે નહિ પરંતુ પાઠશાળાના મકાનને માટે પૈસા મેળવવાના હેતુથી તેઓ ત્યાં ગયાં હતાં. આ પ્રયાસમાં મિસ લીલાવતી સીંધ, એક સદ્‌ગુણી અને શિક્ષિત હિંદી બાનુ, જે આ પાઠશાળાની પહેલીજ ગ્રૅજ્યુએટોમાંની એક હતી તેણે તેમને મદદ કરી. મિસ થોબર્નમાં ખ્રીસ્તના સરખો લોકોનાં બદલાણ કરી નાખનારો જે ગુણ હતો તેથી મિસ સીંધ કેટલી બદલાઈ હતી તે, તેણીએ અમેરિકન લોકોને, બીજા કોઈ હિંદીવાન કરતાં વધુ પ્રમાણ પ્રત્યક્ષ દેખાડયું. આ પ્રમાણે તે અમેરિકાના લોકોને હિંદુસ્તાનમાંના મિશનના કામનું પરિણામ

દેખાડવાને સાધનભૂત નીવડી. બાલ્યાવસ્થાથીજ તે લાલબાગમાં આવી હતી અને ઘણાં વર્ષો સુધી મિસ થોબર્નથી કેળવાઈ હતી અને તેમના મનના ઊંડા મનોરથની તેનામાં ઊંડી છાપ પડી હતી. મિસ થોબર્ને તેના પર જે પ્રેમ કર્યો હતો તેને તેણે પ્રમાણ કર્યો અને જેમ જેમ વર્ષો વિતી ગયાં તેમ તેમ વધારે ને વધારે ચુસ્તપણે તે બાઈ આ પ્રેમને વળગી રહી. પોતાને બી. એ. ની ડિગ્રી મળ્યા પછી થોડા વખત સુધી તેણે સરકારી નોકરી કરી, પરંતુ આ પૈસા કમાવાની જગ્યાને તેણે સ્વેચ્છાનુસાર છોડી દીધી અને સઘળા આત્મ લાભોનો ભોગ આપીને વૂમન્સ કૅાલેજના શિક્ષકવર્ગમાં તે જોડાઈ.

ઈ. સ. ૧૯૦૦ માં ન્યુયૅાર્કમાં ભરાયલી એક યુમેનીકલ કોન્ફરન્સમાં મિસ સીંધનું ભાષણ સાંભળ્યા પછી એકસ-પ્રેસીડેન્ટ હેરીસને આ પ્રમાણે કહ્યું હતું કે, "જો મારી પાસે લાખો રૂપિયા હોત અને મેં તે પરદેશમાં મિશનના કામમાં વાપર્યા હોત અને તે પૈસાની માત્ર આ બાઈજ નીપજ થઈ હોત તો મારી વપરાયલી મિલ્કત બહુજ વધીને મને પાછી પ્રાપ્ત થઈ છે એવું મને લાગત."

પાઠશાળાને માટે પૈસા મેળવવાના પ્રયાસમાં મિસ થોબર્ન તથા મિસ સીંધ બન્ને ફતેહમંદ થયાં, અને ઈ. સ. ૧૯૦૦ ના જુન માસમાં હિંદમાં પુનઃ પધારી તેમના પ્રિય કામમાં તેઓ બન્નેએ ફરીથી લાગુ રહેવાનું શરૂ કર્યું. ઘણું કરીને આ પ્રસંગે મિસ થોબર્નને એવી લાગણી થઈ કે આ પૃથ્વી પરનું મારૂં કામ લગભગ પૂર્ણ થયું છે, અને દિવસોના ગમન સાથે તેમનામાં તે લાગણી વધુ ઊંડી ઉતરતી ગઈ.

ઈ. સ. ૧૯૦૧ ના મે અને જુન માસ તેમણે નૈનીતાલમાં ગાળ્યા. જુનની ૪ થીએ બિશપ પાર્કર મહીનાના મહીના સુધી શૂરવીરપણે પીડા સહન કરીને, સર્વકાળિક આરામ ભોગવવા વહી ગયા. આ તેમના અંતને પ્રસંગે મિશનરીઓનું એક મોટું ટોળું તે ઓરડામાં હાજર હતું અને તે વખતે મિસ થોબર્ને બિશપ પાર્કરના માથા પાસે ઊભાં રહીને કહ્યું કે, "ચાલો, આપણે પ્રાર્થના કરીએ." તેમણે આ શબ્દો બોલતાં પ્રાર્થના શરૂ કરી કે, "હે ઈશ્વર, મરણ બિલકુલ છેજ નહિ! એ તો જીવન—સર્વકાળિક જીવન— ખ્રીસ્તીઓને માટે માત્ર જીવનજ છે." મૃત્યુ શું છે તે સંબંધીના તેમના વિચાર આવા હતા.

**ઘરની નજદીક આવે છે.**

પાછળના ત્રણ માસ દરમિયાન અમો જેઓ મિસ થોબર્નના સમાગમમાં હતા તેઓને એવું લાગ્યું કે તેઓ પરમેશ્વરના સંસર્ગમાં રહીને તેમનું જીવન ગાળે છે. પોતાના મૃત્યુ સંબંધી તેઓ વારંવાર વાત કરતાં પરંતુ જ્યારે જ્યારે તેઓ તે બાબત વિષે બોલતાં ત્યારે ત્યારે આનંદ ખુશાલીથીજ, અને ઘણી વખતે હાસ્યપૂર્વક તેઓ અમને એમ કહેતાં કે, "સ્વર્ગમાં જઇશું ત્યારે આપણને

બધું માલમ પડશે." ઑગસ્ટની ૨૯મીએ તેઓ કાનપુર ગયાં, અને ત્યાં તેમને તે રાત રહેવું પડયું. તે સાંજે દેવળમાં પ્રાર્થનાસભા ભરાયલી હતી, અને સભાનો વિષય "જીવન" હતો. આ સભામાં મિસ થોબર્ને ખાસ પોતાને અજાયબ રીતે લાગુ પડતા ઉદ્‌ગારોવાળી જે સુંદર સાક્ષી આપી તે આ હતી કે, "આપણને જેની અગત્ય છે તે જીવન છે." આ જીવનના વિશેષ ભરપૂરપણા વિષે આજ રાતે આપણે સાંભળ્યું છે! હું પોતે તો આ સિવાય બીજા કોઈ જીવન વિષે બિલકુલ જાણતીજ નથી—ઘણાં વર્ષો સુધી કોઇ બીજું જીવન મેં જાણ્યુંજ નથી. અને મારી એકજ તૃષ્ણા અને મારા સઘળા પ્રયત્નો આ જીવનની ગુહ્ય વાતોનો ઊંડો અનુભવ લેવાના છે." તેમાંના એક જણે તેમની સાક્ષી સાંભળીને કહ્યું કે, "હું બીજું જીવન જાણતી નથી" એ વાતમાં મિસ થોબર્નની જે પુરી ખાતરી છે તે ખાતરીથી મારા અંતઃકરણમાં ઊંડી છાપ પડી છે.

એ તો બિલકુલ બરાબર હતું કે જે જીવને, "સેવા" એ શબ્દને દીપાવી મુકયો હતો તેને છેક અંત લગી પ્રેમપૂર્વક સેવામાં ગાળવું જોઇએ. વળી એ પણ બરાબરજ હતું કે મિસ થોબર્નનું જીવન અને કામ બંધ પડે.

ઑગસ્ટ ૩૧મીનો આખો શનિવાર મિસ થોબર્ને કામમાં ગાળ્યો. ભોજનગૃહમાં તેમણે મેજ પર છોટાહાજરી લીધી, અને પછીથી કૉલેજની છોડીઓ સાથે સહવારની પ્રાર્થના કરી. યાકુબના પહેલા અધ્યાયનું વાચન તથા એક સરસ અને સાદી પ્રાર્થના કર્યા બાદ તેઓ બોલ્યાં કે, "છોડીઓ, કેમ હવે તમારે માટે હું શું કરૂં?"

તે સાંજે તેમણે મિ. વેસ્ટની વરસગાંઠને માટે એક ખાણું કર્યું હતું, અને ત્યાં સઘળા મિશનરીઓ નહોતરાયા હતા. અને જો કે તેમને શરીરમાં સારૂં નહોતું તોપણ કોઇએ તે જાણ્યું નહિ, કારણ કે તેઓ પીરસવાનું કામ કરતાં હતાં અને તેમને હમેશ વિચારવિવેક હતો. જ્યારે નહોતરાએલા લોકો જવા લાગ્યા ત્યારે તેમણે પરસાળમાં ઊભા રહીને દરેક જણને રાતની સલામ અને પાછા આવજો એવા મધુર શબ્દો કહ્યા. તેમને સારૂં નથી અને તેથી રાતમાં મારી કાંઈ મદદની જરૂર પડે એમ વિચારીને હું તેમની પાસે ગઇ અને તે રાતે તેમની કોટડીમાં સુવાની રજા મેં માગી જોઈ. પણ મિસ થોબર્ન તો હમેશાં પોતાના દુઃખ દર્દની દરકાર કરતાં નહોતાં. તેમણે ધીમે રહીને ના પાડતાં કહ્યું કે "તમારા પોતાનાજ ઓરડામાં જો તમે સુઈ જશો તો તમને વધારે સારી ઊંઘ આવશે, અને મને તમારી જરૂર પડશે તો હું તમને બોલાવીશ." ત્રણ વાગે તેમણે મને તથા મિસ સીંઘને પણ બોલાવી. તરતજ વૈદ્યને પણ બોલાવવામાં આવ્યો અને તેમણે જે સૂચનાઓ કરી તેમાંની સૌથી પહેલી એ હતી કે,

"બોર્ડિંગ સ્કુલમાં તમે જાઓ અને એક છોકરી ઘણી માંદી છે તેને જુઓ." પોતાના દુ:ખના ખરા પ્રસંગમાં પણ તેમના વિચારો અન્ય જનોને માટે હતા.

આ ભયંકર રોગે તેમના શરીરનો મજબૂત કબજો લીધો હતો અને તેથી કરીને જો કે ઘણા ઉમદા ઔષધોપચાર તથા આગતાસ્વાગતા કરવામાં આવ્યાં તોપણ આ દરદીની સ્થિતિ જલદીથી વધારે બગડી ગઈ.

**પોતાના પરિશ્રમોથી વિશ્રાંતિ લે છે.**

બપોર પહેલાં હું તેમના ખાટલા પાસે ઘુંટણે પડી અને વ્હીટિયરના શબ્દો આસ્તે રહીને તેમના કાનમાં કહ્યા:—"જેના કપડાની કોરને માત્ર અડકવાથીજ સાજાપણું મળે તે તમારા ખાટલા પાસે અદૃશ્ય ઊભો છે." આ તેમણે સાંભળીને કહ્યું કે, "હા, હું જાણું છું કે તે ત્યાં છે!"

બપોરના ત્રણ વાગે તેમણે અમને, આવ તું આશિષ (Come Thou fount of every blessing) એ ગીત ગાવાનું કહ્યું. અમે આ સિવાય બીજાં પણ ઘણાં ગીતો ગાયાં. બપોર પછી ઘણી વાર સુધી તેઓ બરાબર શુદ્ધિમાં હતાં અને જો કે તેઓ બોલવાને અશક્ત હતાં તોપણ જેઓ તેમના ખાટલા પાસે ઊભાં હતાં તેમની સામે તેઓ નમ્રતા અને પ્રેમભરી દૃષ્ટિથી જોતાં હતાં. આ વખતે જે સિવિલ સર્જન તેમની સારવાર કરવાને ત્યાં હાજર હતો તે કોટડીની બહાર ગયો અને મિસ ઈન્ગ્રામને કહેવા લાગ્યો કે, "કૉલેરાથી જેમ ઘણું કરીને બધા બીતા ફરે છે તેમ આ વખતે કોઈ બીતું નથી, પરંતુ જેઓ તેમના ખાટલા પાસે ઊભા છે તેઓ તેમની સંભાળ કરે છે, અને આ જોઈને મને અજાયબી ઉત્પન્ન થાય છે. મિસ ઇન્ગ્રામે ધીમેથી અને સાચો જવાબ આપ્યો કે, "તેઓ તેમના પર એટલો બધો પ્રેમ કરે છે કે જો તેમને ખાતર મરવું પડે તો મરવાને પણ તેઓ તત્પર છે."

સાંજે આઠ વાગતાંના સુમારમાં ઈસુની સાથે રહેવાને તેઓ ચુપકીથી સટકી ગયાં.

ના, મુજથી કેવાય કે, તેણી છે મરેલ,
કહેવું તો મુજને ઘટે, વિદેશે વિચરેલ.
મલકાવી મુખ નેહથી, કરી હસ્ત સંચાર
સુખ નગર સ્વરધામમાં, પોંચી તે નિર્ધાર,
એ સદનના સુખનો, કરીએ એમ વિચાર,
તજી ગઈ એ જયારથી, સુનો આ સંસાર.

બીજે દિવસે તેમની જે દફનક્રિયા કરવામાં આવી તે સાદી અને સુંદર હતી. તેમની કબર આગળ સઘળા વર્ગનાં અને વયનાં લોકોનાં ટોળાં

રૂદન કરતાં તથા અશ્રૂપાત કરતાં હતાં, અને તેઓ મિસ થોબર્ન પ્રત્યે કેટલો પ્રેમભાવ રાખતાં હતાં તથા તેમની કેટલી કદરબૂજ કરતાં હતાં તે તેમના મેળાપથી દર્શાઈ આવતું હતું. પ્રત્યેક જણ જાણે પોતાનેજ એક ભારે ખોટ લાગી હોય તેવી લાગણી ધરાવતું હતું. આગાસીઝને જે વચન કહેવામાં આવ્યાં તેવાંજ મિસ થોબર્નને પણ કહેવાય કે, "તેમણે પોતાનું જીવન પોતાની પાછળ એટલું બધું રહેવા દીધું હતું કે તેમનામાંથી મરવા જેવું તો માત્ર ઘણું થોડુંજ હતું." અને તેજ પ્રમાણે આખા હિંદુસ્તાનમાંની તેમની હજારોહજાર બાળાઓમાં તેઓ હજી સુધી જીવે છે.

તેમણે કોઈ પણ છેલ્લી સૂચના કે શિખો આપી નહોતી. તેમનું જીવનજ આપણને સૂચનામય છે અને તેમનાં વખાણ કરવાની ઉત્તમ રીત આ છે કે આપણે તેમના નમુનાનું અનુવર્ત્તન કરવું.

મેરી સ્ટર્ન્સ બૅડલી.